# નિવેદન

ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં એક સમય એવો હતો કે જ્યારે પ્રાથમિક શાળામાં ભણતા કોઇ વિદ્યાર્થીને વાંચવાની ભૂખ લાગે ને વડીલો પાસે ચોપડી માગે, ત્યારે વડીલજનોને ભારે વિમાસણમાં પડી જવું પડતું. કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજાની પ્રશસ્ત કારકિર્દી દરમ્યાન, ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ઊગમ થયા પછી એ સ્થિતિ ધીરે ધીરે પલટાવા માંડી; અને સ્વ૦ ગિજુભાઇ જેવા સમર્થ બાલશિક્ષણાચાર્યે નૂતન દૃષ્ટિની બાળકેળવણીના પ્રચાર અર્થે ભેખ લીધા પછીનાં દશબાર વર્ષના ગાળામાં તો સેંકડોની સંખ્યામાં ગણી શકાય તેટલું વિવિધ વિષયનું સારૂં નરતું બાલ-સાહિત્ય પ્રકાશમાં આવ્યું. પ્રકટ થયેલ એ સાહિત્ય નાના મોટા અનેક હસ્તે લખાયું હોઈ તેમની યોજનામાં બાળકોની ઉમ્મર, અભ્યાસ કે શક્તિની ખાસ વિચારણા થવાનું શકય જ નહોતું. એટલે કયું પુસ્તક કઈ કક્ષાના બાળકને વાંચવા આપવું એની મુશ્કેલી ગ્રંથપાલો, શિક્ષકો, તેમજ બાળકોની વાચનપ્રવૃત્તિમાં રસ ધરાવનાર કુટુંબોનાં વડીલોને જણાવા લાગી.

પરિણામે અમરેલી પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રખર કાર્યકર્તા અમરેલીના શ્રીયુત ભાઇ પ્રતાપરાય ગિ. મહેતાની પ્રેરણાથી વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના તત્કાલિન મદદનીશ વ્યવસ્થાપક સ્વ૦ શ્રી. મોતીભાઇ અમીને એ મુશ્કેલી દૂર કરવાનું નક્કી કર્યું ને રાજ્ય પુસ્તકાલય મંડળને એ કામ હાથ ધરવાને સૂચવ્યું. તદનુસાર રાજ્ય પુસ્તકાલય મંડળે સ્વ૦ શ્રી ગિજુભાઇની દેખરેખ નીચે સન ૧૯૩૨ના ઑગસ્ટ સુધી પ્રગટ થયેલ બાલસાહિત્યનો એક સર્વસંગ્રહ તૈયાર કરાવી સન ૧૯૩૨ની સાલમાં પ્રસિદ્ધ કર્યો. તેમાં કક્કાવારી ઉપરાંત લેખકવારી, પ્રકાશકવારી, વિષયવારી ને ધોરણ-વારીના ક્રમે યાદીઓ આપવામાં આવેલી.

આ સર્વસંગ્રહ બાલવાચન પ્રવૃત્તિમાં રસ ધરાવનાર સંસ્થાઓ તેમજ સજ્જનોને ઉપયોગી નીવડયાની ખાત્રી થતાં, સન ૧૯૩૬ સુધીનાં ચાર વર્ષના ગાળામાં પ્રકટ થયેલ નવીન બાલસાહિત્યનો એવો જ બીજો સંગ્રહ બાલસાહિત્યના એક જાણીતા લેખક શ્રીયુત જીવરામ જોશીને ખાસ રોકી મંડળે તૈયાર કરાવ્યો.

આ બીજા ભાગમાં પહેલા ભાગની પેઠે કક્કાવારી, લેખકવારી, પ્રકાશકવારી, વિષયવારી ને ધોરણવારી યાદીઓ ઉપરાંત, કિશોરસાહિત્યની પ્રલાયદી યાદી અને સંગ્રહમાંના બાલસાહિત્યનો પરિચય વધારાનાં આપવામાં આવ્યાં હતાં. ઉપયોગની દૃષ્ટિએ વધારાના એ બન્ને ભાગો ખાસ ઉપકારક જણાયાથી, અને પ્રથમ સંગ્રહનાં પુસ્તકોનો પણ એ જાતનો પરિચય હોય તો સારૂં એમ લાગવાથી, મંડળે શ્રીયુત ભાઇ જીવરામ જોશીની સેવાને ફરીથી ઉપયોગમાં લઈને એ કામ તૈયાર કરાવ્યું.

સ્વ૦ શ્રી. મોતીભાઈ અમીન તે સમયે મંડળના મંત્રીપદે હોઈ તેમની સીધી દેખરેખ ને દોરવણી નીચે જ ભાઈ જીવરામ જોશીએ આ કામ શરૂ કરી લગભગ

પૂરું કરેલું. પરંતુ તે સંપૂર્ણ તૈયાર થાય તે પહેલાં શ્રી. મોતીભાઇનું અવસાન થવાથી અને તે પછી આર્થિક વ ઇતર વહિવટી કારણોસર તેનું છાપકામ તરતમાં હાથ ધરવાનું બની આવેલું નહિ. એ કામ, ચાલુ વર્ષે, પાર પાડવાનું મંડળની કારોબારી સમિતિએ પોતાની વાર્ષિક સભામાં ઠરાવ્યાથી **'બાલસાહિત્ય સર્વસંગ્રહના પહેલા ભાગ'**નો આ પૂરવણી વિભાગ બાલવાચન પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવનારાં અને તેમાં રસ ધરાવનારાંઓની સેવામાં રજૂ કરવામાં આવે છે.

પ્રથમ ભાગની કક્ષાવારીમાં—મુખ્ય તેમજ પૂરવણીમાં થઇને-કુલ ૬૭૩ પુસ્તકોની સૂચિ છે. એ સૂચિ પૈકી ૯૭ જેટલાં પુસ્તકો બનતો પ્રયત્ન કરવા છતાં નહિ મળી આવ્યાથી ૫૭૬ પુસ્તકોનો જરૂરજોગો પરિચય આ પ્રકાશનમાં આપવામાં આવ્યો છે, અને શોધી કાઢવાનું સરળ બને એટલા ખાતર જોડણીકોષના ધોરણે કક્ષાવારોના ક્રમમાં ગોઠવવામાં આવ્યો છે.

પરિચયમાં જે તે પુસ્તકના વસ્તુનિર્દેશ, વિશેષતા કે દોષનિરૂપણ સાથે તે પુસ્તક કયા ધોરણનાં બાળક વાંચી શકે તે દર્શાવાયું છે. છતાં પ્રથમ ભાગના સંયોજક સ્વ૦ શ્રી. ગિજુભાઇએ પોતાના **'દષ્ટિનિક્ષેપ'** માં કહ્યું છે તેમ—

> **" ધોરણવારી સખ્ત મર્યાદાબદ્ધ ન સમજવી. ધોરણનાં અઘરાં પુસ્તકો તે જ ધોરણનાં છતાં અતિ બુદ્ધિશાળી વિદ્યાર્થી માટેનાં પુસ્તકો સમજવાં. ધોરણમાં છતાં બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ હમેશ એક બે ધોરણ આગળ હોય છે, તે આપણે જાણીએ છીએ. એમજ ધોરણના છેલ્લા અથવા મંદ વિદ્યાર્થીઓ માટે નીચલા ધોરણનાં અઘરાં પુસ્તકો સમજી લેવાં. "**
>
> × × ×
>
> **વાચનમાં ત્વરિત પ્રગતિ કરનાર બાળકની આડે ધોરણવારીને લાવીએ નહિ, પણ બાળકોને તેમની શક્તિ હોય તો ધોરણવારીની પાર જવા દઇએ. ધોરણવારી બંધનરૂપ-બેડીરૂપ નજ હોય, પણ તે આપણે માટે સાધારણ અંદાજ-દિશાદર્શન રૂપ છે. "**

આ પ્રકાશનનો ઉપયોગ કરનારને સદર દષ્ટિનિક્ષેપ સાદ્યંત વાંચી જવાની ભલામણ કરવાનું યોગ્ય ગણીએ છીએ.

કિશોરોને ખરનાં જણાયલાં પુસ્તકોનો ઉલ્લેખ જે તે પુસ્તકના પરિચયમાં કરવામાં આવેલો છે. એવાં પુસ્તકોની સળંગ યાદી આ પ્રકાશનમાં ઇલાયદી આપવાનું ઉચિત ગણ્યું છે. એમના લેખક, પ્રકાશક, વિષય ને કિંમતની માહિતી ૧લા ભાગમાં અપાયલી હોવાથી ફરી આપવાની જરૂર નથી ગણી.

આશા છે કે આ પ્રકાશન એના પુરોગામીના જેટલું જ લાગતાવળગતાંઓને ઉપકારક નીવડશે.

વડોદરા રાજ્ય પુ૦ મંડળ
વડોદરા,
તા. ૨૦-૧૨-૪૦

ગોવિંદભાઈ હા. દેસાઈ
પ્રમુખ

**અચ્ચંકારી ભટ્ટા** — પૃષ્ઠ : ૬૬ — કિં. ૦ ૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અચ્ચંકારી ભટ્ટા રૂપવતી છોકરી છે. તેના પર પ્રધાન મોહિત થઈને પરણે છે. પણ ભટ્ટા ક્રોધી હોવાથી ઘેરથી નીકળી જાય છે અને ચોરના હાથમાં પડે છે. ત્યાંથી બચીને ઘેર આવે છે. આ વાર્તામાં પણ "મોહ પામવું અને સ્ત્રી ભોગવવી." આ રીતનું વર્ણન અયોગ્ય છતાં લખ્યું છે. બાળકો માટે આવું ન લખાવું જોઈએ. એ લેખકોએ વિચારવું જોઈએ. છતાં આ વાર્તા પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે તેવી છે.

ભાષા સરળ છે. વિષય ધાર્મિક જૈન વાર્તાનો છે.

**અજિત** — પૃષ્ઠ : ૨૦ — કિ. ૦-૧-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

દુર્ભાગ્ય છે, કે આ પુસ્તક સંગ્રહમાં શ્રી ગણેશમાં એવું છે. પૂંઠા પરજ ભયંકર રાક્ષસનું ચિત્ર છે. અંદરનાં પાનાંઓ પર તો એ રાક્ષસ ખૂબ ધમાલ મચાવે છે. રાક્ષસ હોય ત્યાં એક રાજકુમાર અને રૂપરૂપનો અંબાર કોઈ છોકરી હોય જ. આ ત્રણની વાર્તા છે. બાળકો ન વાંચે એજ ઇષ્ટ છે.

**અઢારપુરાણ** — પૃષ્ઠ : ૧૯૪ — કિં. ૧-૮-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે

અઢાર પુરાણોની ટુંક માહિતી અને તેમાંની કંઇક હકીકત આમાં આપી છે. ભાષા અને રચના બાળકોને યોગ્ય નથી. બાળસાહિત્યમાં ગણી ન શકાય.

**અદત્તાદાનનો મહિમા** — પૃષ્ઠ : ૧૬ — કિં ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટોકરશી શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાનય
—અમદાવાદ

બે દોસ્ત છે, એકને ત્યાં બીજો ઘરેણાંનો કંડિયો મૂકીને સફરે જાય છે. પાછો

આવે છે મિત્ર કંડિયામાંથી રત્ન કાઢી લે છે. તેની ફરિયાદ રાજા પાસે થતાં ન્યાય મળે છે. આ રીતે ચોરી છૂપાવી ન છૂપે એ મુદ્દો સમજાવતી આ વાર્તા આમાં લખાઈ છે.

ભાષા સરળ છે. વિષય નીતિ-વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

❀

**અનંગ સુંદરી**

પૃષ્ઠ : ૧૮ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અનંગસુંદરી એક ચિત્રકારની છોકરી છે. હોંશિયાર છે. તેને રાજા પરણે છે. રાજાને રોજ એક વાર્તા સંભળાવીને પોતાની પાસે રાખે છે અને રાજાને વશ કરે છે. બાળકોને વાંચવી ગમે એવી શૈલીમાં વાર્તાઓ લખાઈ છે.

ભાષા સરળ છે. વિષય નિર્દોષ વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

❀

**અભયકુમાર**

પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અભયકુમાર એક રાજાનો પુત્ર છે. તેની હોશિયારી અને ચાલાકીનાં કેટલાક પ્રસંગો આમાં આપ્યા છે. બાળકોને વાંચવા ગમે તેવા છે.

ભાષા સરળ છે. વિષય નિર્દોષ વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો ખુશીથી વાંચે.

❀

**અમરકુમાર**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
--અમદાવાદ

અમરકુમાર એક બ્રાહ્મણ બાળક છે. માબાપ દરિદ્રી છે. રાજા એક દરવાજો બનાવે છે. તે બનતો નથી. જોષીઓ કહે છે કે બત્રીસલક્ષણો પુત્ર ચડાવો. બ્રાહ્મણ

અમરકુમારને આપે છે. સત્યના પ્રભાવથી અમરકુમાર બચે છે અને ભક્તિભાવથી દેહ છોડે છે. આ રીતની ભક્તિપ્રધાન વાર્તા આપી છે. બાળકોને વાંચવી ગમે તેવી છે.

ભાષા સરળ છે. વિષય ભક્તિકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે.



**અમારી વાર્તાઓ ભા. ૧ લો** પૃષ્ઠ : ૭૯ (નાનાં) કિં. ૦-૮-૦
લેખક : નાગરદાસ ઈ. પટેલ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા.

ટુંકી ટુંકી વિનોદી વાતો આમાં આપી છે. ૩૨ વાતો છે. ચિત્રો પણ આપ્યાં છે. વાતો બાળકોને ગમે તેવી છે. ૩૦ મી વાર્તા **વીર રણધીર** નકામી છે. તેમાં જાદુ, ભૂત અને રાક્ષસના અસંભવિત તત્ત્વો છે. તે વાર્તા કાઢી નાખવી જોઇએ. બાળકોના મન પર ખરાબ અસર કરે છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે.



**અમારી બીજી વાર્તાઓ** પૃષ્ઠ : ૮૦ કિં. ૦-૮-૦
લેખક : સુમતિ ના. પટેલ, નાગરદાસ ઈ. પટેલ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

આ ચોપડીમાં નાની મોટી પંદર વાર્તાઓ છે. જૂની પ્રચલિત અને સામાન્ય પ્રકારની છે. બાળકોને વાંચવી ગમશે.

ભાષા સરળ છે. વિષય સામાન્ય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે.



**અમારી ત્રીજી વાર્તાઓ** પૃષ્ઠ : ૯૬ કિં. ૦-૧૨ ૦
લેખક : સુમતિ નાગરદાસ પટેલ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

આ ચોપડીમાં બાર વાર્તાઓ છે. એ ત્રણ વાતો છોડીને બધી જ ચમત્કાર અને મિથ્યા પ્રસંગોથી ભરપૂર છે. આવી વાતો બાળકોને ખોટાં તરંગી બનાવે છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. પણ વિષય સદોષ હોઈ ભલામણ ન કરી શકાય.



**અરબસ્તાનની આનંદ રજની** પૃષ્ઠ : ૧૨૫ કિં. ૧-૪-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બૂક ડીપો
—મુંબઇ ૨

અલિફ લયલા અર્થાત્ અરબસ્તાનની આનંદરજનીમાં હજાર વાર્તા છે. તેમાંથી ચૂંટીને બાળકોને રૂચે તેવી વાતો આમાં આપી છે. ચૂંટણી ઠીક થઇ છે. છતાં વાતો બાળકોને વહેમી બનાવે એવા ચમત્કારવાળી છે. તોપણ લખવામાં કાળજી રાખી હોવાથી બાળકો વાંચી શકે. વાર્તાઓ રસિક છે.

ભાષા સરળ છે. વિષય ચમત્કારી વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે.



**અર્જુનમાળી** પૃષ્ઠ : ૮ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અર્જુનમાળી અને તેની પત્ની યક્ષનાં ભક્ત હતાં. ૭ છાકટા માણસો પત્નીના રૂપથી મોહિત થયા. હુમલો કર્યો. યક્ષે મદદ કરી. છેવટે મહાવીર પ્રભુનાં દર્શનથી તે વિરાગી બન્યો. આ ચરિત્રવાતમાં અનુચિત વાક્યો આવી ગયાં છે બાળકોના વાચનમાં એવાં વાક્યો કદી ન આવવાં જોઇએ. "**આવી રૂપાળી સ્ત્રી! આને ભોગવીએ તોજ ખરા!**" આ શબ્દો ભયંકર છે. એકંદર ચરિત્રવાર્તા બાળકોને વાંચવામાં રસ પડે તેવી છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રવાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે.



**અલીબાબા** પૃષ્ઠ : ૬૬ કિં. ૦-૫-૦
લેખક : સૌ બ્હેન વિદ્યા
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

અલીબાબા અને ચાલીશ ચોરની અરબસ્તાનની સહસ્ર રજનીની વાતોમાંની

એક ઘણી પ્રસિદ્ધ છે. તે વાર્તા આ ચોપડીમાં આપી છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. બાળકોને રસ પડે તેવી વાર્તા છે. કેવળ મનોરંજન આપે છે.

ભાષા સરળ છે. વિષય નિર્દોષ વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે.



**અષાડાભૂતિ**

પૃષ્ઠ : ૧૬ — કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અષાડાભૂતિ જૈનસાધુ છે. એ નટ કન્યામાં મોહ પામીને પરણે છે છેવટે સાધુ બને છે. આ વાતમાં સ્ત્રી પુરૂષના સંબંધની વાતો બાળકોને માટે અયોગ્ય કહી શકાય એવા શબ્દો અને વાક્યોમાં લખી છે. એ ઘણુંજ ખરાબ ગણાય. બાળકો માટે એવી રીતનાં વર્ણનો, વાક્યો અને શબ્દો કદી ન મૂકવાં જોઇએ.

ભાષા સરળ છે. વિષય જૈન ધાર્મિક વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય ભાષા દૃષ્ટિએ બાળભોગ્ય નથી.



**અંગુઠિયાભાઈ ભા. ૧**

પૃષ્ઠ : ૩૫ — કિં. ૦-૧-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી
—આણંદ

આ પરીકથા અંગ્રેજીનો અનુવાદ છે. એક માછલીના પેટમાંથી અંગુઠા જેટલો છોકરો મળે છે. તે ગમ્મત કરે છે. વાર્તા નિર્દોષ છે. બાળકોને વાંચવી ગમશે.

ભાષા સરળ છે. વિષય નિર્દોષ પરીકથાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો ખુશીથી વાંચે.



**અંધેરી નગરીનો ગર્ધવસેન**

પૃષ્ઠ : ૨૭૨ — કિં. ૦-૧૨-૦
લેખક : હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
પ્રકાશક : પોતે
—વડોદરા

હાસ્યરસની આ સરસ વાર્તા સામાન્ય ભણેલાં સ્ત્રી પુરૂષોને નિર્દોષ રમુજ આપે છે. પણ બાળકોના ઉપયોગનું નથી. બાળસાહિત્યમાં ન ગણી શકાય.



**આગળ વાંચો પહેલી ચોપડી** — પૃષ્ઠ : ૪૮ — કિં. ૦-૧-૦
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

મોટી ઉમ્મરનાં સ્ત્રી પુરૂષોને અક્ષરજ્ઞાન આપવાના ઉદ્દેશથી આ ચોપડી લખાઇ છે ને તે સરસ છે. બાળકો પણ વાંચી શકે. ભાષા કાઠિયાવાડ પ્રદેશના લોકોને વધારે અનુકૂળ ગણાય.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે.



**આગળ વાંચો બીજી ચોપડી** — પૃષ્ઠ : ૪૪ — કિં. ૦-૧-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

અક્ષરજ્ઞાન આપવા મોટી ઉમ્મરનાં માણસો માટે આ ચોપડી લખાઇ છે. શૈલી બાળભોગ્ય છે, એટલે વાચન તરીકે બાળકો ઉપયોગ કરી શકે. નાના મોટા પાઠો આપ્યા છે.

પહેલા ધોરણનાં બાળકો વાંચી શકે.



**આદર્શ ચરિત્રાવલિ ભા. ૧** — પૃષ્ઠ : ૨૨૦ — કિં. ૧-૪-૦
લેખક : ધીરજલાલ અ. ભટ્ટ
પ્રકાશક : સમાજજીવન કાર્યાલય
—મુંબઇ

વિદેશી વિદ્વાનો, ધનવાનો વગેરે જેઓ ઉચ્ચ કક્ષાનું જીવન જીવીને જગતને ઉપકારક કાર્ય કરી ગયા તેમનાં ટુંકાં અને બોધક ચરિત્રો આમાં આપ્યાં છે. પ્રેરણાત્મક અને ઉપદેશક છે. સૌએ આવાં ચરિત્રો વાંચવાં જોઇએ. કાગળ અને પુસ્તકની છપાઇ સારાં નથી. વચ્ચે જાહેરખબરો આપી છે. તે પણ અનીચ્છનીય છે.

ભાષા અને લખાવટ બાળભોગ્ય નથી. બાળસાહિત્યમાં ન ચાલે. કિશોર સાહિત્યમાં લઇ શકાય.

**આનંદકુંજ ભાગ પહેલો** પૃષ્ઠ : ૮૦ કિં. ૦-૮-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

આ ચોપડીમાં દસ વાર્તાઓ છે. પાંચ વાર્તાઓ ચમત્કાર અને જાદુ સૃષ્ટિની છે. આવી વાતો બાળકો ન વાંચે એ ઇષ્ટ છે.

ભાષા ઠીક છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. પણ વિષય સદોષ હોઈ ખાસ ભલામણ ન કરી શકાય.



**આનંદધારા ભા. ૧** પૃષ્ઠ : ૬૩ કિં. ૦-૬-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

જુદા જુદા લેખકોની **૧૪** વાતો આમાં આપી છે. તેમાંની **નીલરત્ન, મીનકેતુ અને મીનાક્ષી, અબોલ રાજબાળા** ખોટા તરંગવાળી અને અનુચિત છે. બાકીની વાતો બાળકોને રસ પડે તેવી છે. વિરોધવાળી વાતો હવેની આવૃત્તિમાંથી કાઢી નખાય તો ઉત્તમ.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિરોધવાળી ઉપરોક્ત ૩ વાતો કાઢી નાખીને પુસ્તક ખુશીથી બાળકોના હાથમાં મૂકવું.



**આનંદધારા ભાગ બીજો** પૃષ્ઠ : ૫૮ કિં. ૦-૭-૦
લેખક :
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

જુદા જુદા લેખકોની છવીશ વાર્તાઓ આપી છે. "જાદુઈ દીવો"ની વાર્તા બાળકોને વાંચવા જેવી નથી. બાકી વાર્તાઓ ટુંકી અને સરળ છે. બાળકોને ગમશે.

ભાષા સામાન્ય છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે.



આનંદધારા ભાગ ત્રીજો

પૃષ્ઠ : ૮૮ કિં. ૦-૮-૦
લેખક :
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

નાની મોટી ૩૬ વાર્તાઓ આ ચોપડીમાં આપી છે. ત્રણ વાતો જૂની પદ્ધતિની જાદુ અને પરણવાની છે. તે છોડીને બીજી વાતો રસિક અને બોધક પણ છે. બાળકોના વાલીએ પુસ્તક ખરીદીને જાદૂ ચમત્કારવાળી વાતો **શાહજાદો ખુદાદ, સીદી નૂમાન, વેલવતી** એ ફાડી લઇને બાળકને વાંચવા આપવી.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે.



આનંદધારા ભાગ ચોથો

પૃષ્ઠ : ૭૯ કિં. ૦-૮-૦
લેખક :
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

આ ચોપડીમાં ૧૮ વાતો છે. તેમાં **ગુલાબનું ફૂલ** અને **રાણી અનારદે** જૂની ચમત્કાર જાદૂની વાર્તા છે. લયલા મજનૂની વાર્તા પણ આપી દીધી છે. એ અનુચિત છે. બાળકોના વાચનમાં વિવેકની જરૂર છે. બાકીની ૧૫ વાર્તાઓ બોધક અને રસિક છે. બાળકોને ગમશે.

ભાષા સામાન્ય છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય ત્રણ વાતો છોડીને નિર્દોષ છે. બાળકો વાંચી શકે.



આનંદમાળા ભા. ૧

પૃષ્ઠ : ૧૭૬ (નાનાં) કિં. ૦-૪-૦
લેખક : જગન્નાથ જેઠાભાઈ રાવળ
પ્રકાશક : વિ. વિ. મિત્રમંડળ
—મુંબઈ

નાની નાની બોધક વાર્તાઓ અને તેવી જ કવિતાઓનો આ ગુટકા રૂપ સંગ્રહ છે. વાતો સં. ૧૯૬૩ માં પ્રગટ થઇ છે. ભાષા અને શૈલી સાદાં છે. વાતો પણ તેટલી જ જૂની છે. છતાં બાળકોને તો નવી જ લાગે. ફરીને નવા સ્વરૂપમાં આ પુસ્તક છપાય એ ઇચ્છવા જેવું છે.

ભાષા સાદી છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**આનંદમાળા ભા. ૨** પૃષ્ઠ : ૧૮૩ (નાનાં) કિં. ૦ ૫-૦
લેખક : જગન્નાથ જેઠાભાઇ રાવળ
પ્રકાશક : વિ. વિ. મિત્રમંડળ
—મુંબઇ

ટુંકી ટુંકી વાર્તાઓ અને વચ્ચે તેવી કવિતાઓનો આ ગુટકા સંગ્રહ છે. વાતોની લખાવટ જૂનવાણી છે છતાં બાળકોને રસ પડે તેવી છે. નિર્દોષ વાતો બાળકોને વધારે રૂચે છે.

ભાષા સાદી છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે



**આપણા દેશનો ઇતિહાસ પ્રથમ પુસ્તક** પૃષ્ઠ : ૧૨૬ કિં. ૦-૬-૦
લેખક : નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આપણાં શિક્ષણનાં પાઠ્ય પુસ્તકો અત્યારે ( ૧૯૩૮ ) તો બાળીને ખાખ કરવા જેવાંજ છે. જ્યારથી કેળવણી શરૂ થઈ ત્યારથી એ બાવા આદમના જમાનાની પદ્ધતિનાં પુસ્તકો વપરાયે જાય છે. તેમાં આ ઇતિહાસનું પુસ્તક નમૂનારૂપ છે. આવાં પુસ્તકો રચાય તો આપણાં બાળકો ઇતિહાસને વધારે રસથી સાંભળતાં થાય. બુદ્ધથી માંડીને શિવાજી સુધીના ઇતિહાસની વાતો સુંદર અને સરળ શૈલીમાં લખી છે.

વાચન તરીકે પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.



**આપણા દેશનો ઇતિહાસ દ્વિતીય પુસ્તક** પૃષ્ઠ : ૯૦ કિં. ૦-૫-૦
લેખક : નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આ બીજો ભાગ પહેલા ભાગ જેવો સરસ નથી. કારણ કે આ ભિન્ન શૈલીથી લખાયો છે. છતાં વાંચન તરીકે વિદ્યાર્થીઓને ગમે એવો છે. આર્યો, વેદવ્યાસ, વાલ્મીક, મહાવીર, ચંદ્રગુપ્ત, એમ ૧૮૫૭ સુધીના સુપ્રસિદ્ધ ઐતિહાસિક પુરૂષોનાં જીવન ટુંકાં અને સરળ આમાં આપ્યાં છે.

ભાષા અને શૈલી જરા અઘરાં હોવાથી કિશોર વિદ્યાર્થીઓને ઉપયોગનું આ પુસ્તક ગણી શકાય.



આપણે પોતે

પૃષ્ઠ : ૩૫ — કિં. ૦-૨-૬
લેખક : તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

આપણા શરીરની સામાન્ય સમજ આપે એવી આ ચોપડી છે. ટુંકા ટુંકા પાઠમાં, સ્વચ્છ અને નાનાં વાક્યોમાં, મીઠી શૈલીમાં શરીરના જુદા જુદા ભાગનું વર્ણન કર્યું છે. આવો વિષય બાળકો માટે કેવી રીતે લખવો તેનું આ ચોપડી સુંદર ઉદાહરણ છે.

ભાષા સરળ અને સુઘડ છે. વિષય શરીર વિજ્ઞાનનો છે. પહેલા ધોરણનાં બાળકો શોખથી વાંચશે. બાળકો વાંચે તે ઇષ્ટ છે.



આફ્રિકા સાંભર્યું

પૃષ્ઠ : ૩૨ — કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

લેખક આફ્રિકા ગયા હશે, ત્યાંની કેટલીક વાતો આમાં લખી છે. ભાષા સરળ છે, પણ શૈલી પ્રત્યક્ષ કથનની એટલે બાળકોને રસ પડશે કે કેમ તે કહી ન શકાય. વાચનશોખ હશે તો બાળક શોખથી વાંચશે. સ્મરણપટ, ધર્મપ્રિય, ઉદ્ધાર, સ્વાશ્રય જેવા શબ્દો બાળકો ન સમજી શકે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે. બાળકોને ખુશીથી વાંચવા આપવું.



આર્દ્રકુમાર

પૃષ્ઠ : ૧૬ — કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

જૈન સંપ્રદાયની આ એક ચરિત્રવાર્તા છે. વિરક્ત જીવનનો મહિમા ગાયો છે. આવાં ચરિત્રો બાળકો વાંચે એમાં કંઇ જ નુકશાન નથી. પણ તેમાં વર્ણનો કરતાં સાંસારિક પ્રસંગો વધારે પડતા ન ચિતરાઈ જાય તે જોવાનું જોઇએ. "**તેની (સ્ત્રીની) સાથે ભોગ ભોગવવાનું મન થયું**" આવું વાક્ય ન લખાવું જોઇએ.

એવા પ્રસંગો બને તો લખવા જ નહિ, અને લખવા તો નિર્દોષ બનાવી દેવા. એકંદરે બાળકો વાંચે તેમાં વાંધો નથી.

ભાષા સરળ છે. વિષય ચરિત્રવાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે.



**આવાં વાંદરાં ન જોઈએ** પૃષ્ઠ : ૩૮ કિં. ૦-૨-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : ગુણસુંદરી કાર્યાલય
—મુંબઈ

વાંદરાંને લગતી રમુજી વાતો આમાં સંગ્રહી છે. લગભગ બધી જ્યાં ત્યાં લખાઈ ગઈ છે. છતાં આ વાતો વધારે રસિક અને સુવાચ્ય છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય રમુજી વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**આંગણામાં** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

દસ વાચનપાઠ આ ચોપડીમાં લખ્યા છે. તુલસીક્યારો, આંબો, પોપટ— એવાં ફળિયામાંથી દેખાતાં દશ્યોને વિશિષ્ટ ઢબે બાળકને ઓળખાવ્યાં છે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી લેશે. બાળકોના હાથમાં પુસ્તક મૂકવા જેવું.



**આંબાવાડિયું** પૃષ્ઠ : ૭૨ કિં. ૦-૮-૦
લેખક : ગિજુભાઈ અને જુગતરામ
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

શાળામાં વાચન તરીકે પાઠ્ય પુસ્તક બની શકે તેવું આ પુસ્તક છે. કવિતાઓ, પાઠો, વાતો એમ વિવિધતાવાળું વાચન છે. પણ ખામી એટલી છે કે ક્રમે ક્રમે ભાષા–વિકાસની પદ્ધતિ જળવાઈ નથી. છતાં બાળકોના ઉપયોગનું છે. ચિત્રો સરસ છે.

ત્રીજા ધોરણનાં બાળકો ખાસ ઉપયોગ કરે.



**આંબો રોપ્યો**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આ ચોપડીમાં છ વાચનપાઠ આપ્યા છે. આંબો, લીમડો, ઊમરો, બાવળ અને છેલ્લે વાડામાં શાકના વાવેતરનો પાઠ છે. વાચન વધારવા ખાતર બાળક શોખીન હોય તો વાંચે.

ભાષા સરળ અને હાવકી છે. વિષય વનસ્પતિનો ગણી શકાય. આમ તો વાચનપાઠ જ છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી લેશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

ॐ

**ઇલાયચીકુમાર**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ઇલાયચીકુમાર એક શ્રીમંતપુત્ર છે. શહેરમાં નટ રમવા આવે છે. તેની સુંદર કન્યા પર ઇલાયચીકુમાર મોહી પડે છે. તેને પરણવા નટ સાથે જાય છે. ખેલો શીખે છે અને નટ સાથે રહે છે. એક રાજાને ત્યાં ખેલ કરે છે. રાજા પણ કન્યા પર આસક્ત થાય છે, ત્યાં ઇલાયચીકુમારને વૈરાગ થાય છે અને સાધુ બને છે. આ વાર્તા સરળ રીતે બાળકોને ગમે તેવી શૈલીમાં લખાઈ છે. પણ આ પદ્ધતિની વાતો મોટાં માટે હોવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય ભક્તિકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

ॐ

**ઈસપકૃત કલ્પિત વાતો**

પૃષ્ઠ : ૧૪૭ કિં. ૦-૮-૦
લેખક : રણછોડદાસ ના. જીવરાજાણી
પ્રકાશક : પોતે
—વઢવાણ કેમ્પ

ઈસપકૃત વાર્તાઓનાં અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે. એવી ૨૦૦ વાર્તાઓ છે આ બધીજ વાતો બાળભોગ્ય નથી. છતાં નિર્દોષ અને બોધક તો છેજ. આ પુસ્તક ઇ. સ. ૧૯૦૫ માં છપાયું હતું. અત્યારે તો આ વાતો બાળકોને આકર્ષે તેવી ન ગણાય.

ભાષા સાધારણ. વિષય વાર્તાનો. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ઈસપનીતિ ( પૂર્વાર્ધ )**

પૃષ્ઠ : ૨૦૪ કિં ૧-૦-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

સચિત્ર, નાની નાની, ઉપદેશક અને રસિક એવી ૨૬૨ વાતોનો આ સંગ્રહ છે. આવી વાતો બાળકોને ખૂબ ગમે છે. દરેક બાળક આ ચોપડી જરૂર વાંચે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધક વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ઈસપનીતિ ( ઉત્તરાર્ધ )**

પૃષ્ઠ : ૮૦ કિં ૦-૫-૦
લેખક : શંકર નરહર જોષી
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

આ ઈસપનીતિની વાતોનો બીજો ભાગ છે. આમાં ૬૧ ટુંકી બોધપ્રદ વાતો આપી છે. વધારે ભાગ પ્રાણીઓની વાતોનો હોવાથી બાળકોની કુતૂહલવૃત્તિને વધારે રસ આપે છે. કેટલીક વાતો બાળભોગ્ય પણ નથી. આમાંથી ચૂંટીને વાર્તા આપવી જોઈએ. એકંદરે બાળકોને રૂચે તેવું પુસ્તક છે. ચિત્રો સારાં છે, પણ દક્ષિણી પદ્ધતિનાં છે.

ભાષા સરળ છે. વિષય નીતિવાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ઈસુ ખ્રિસ્ત**

પૃષ્ઠ : ૭૯ કિં. ૦-૬-૦
લેખક : કિશોરલાલ ઘ. મશરૂવાળા
પ્રકાશક : નવજીવન કાર્યાલય
—અમદાવાદ

આમાં ઈસુ ખ્રિસ્તનું જીવનચરિત્ર આપ્યું છે. કિશોર વિદ્યાર્થીઓના ઉપયોગનું છે. બાળ સાહિત્યમાં ચાલે તેવું નથી.



**ઉદ્યોગી પુરૂષો** — પૃષ્ઠ : ૯૬ — કિં. ૦-૪-૦

લેખક : નારાયણ હેમચંદ્ર

પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી —અમદાવાદ

દેશ પરદેશના ઉદ્યોગશીલ પુરૂષોનાં ચરિત્રો આમાં આપ્યાં છે. આવાં ચરિત્રો બાળકો વાંચે એ ઇષ્ટ છે. પણ આ ચરિત્રોની ભાષા અને વર્ણન કિશોર વિદ્યાર્થીઓને સુગમ પડે તેવાં છે. એટલે કિશોર સાહિત્યમાં ગણી શકાય.

❧

**શ્રી ઉપાધ્યાય યશોવિજયજી** — પૃષ્ઠ : ૨૦ — કિં. ૦-૧-૩

લેખક : નાગકુમાર મકાતી

પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

યશોવિજયજી એક જૈન શ્રદ્ધાળુ માતાના પુત્ર હતા. અમદાવાદમાં રહેતા હતા. તેની સ્મરણશક્તિ પર મુગ્ધ બની એક સાધુએ તેમને દીક્ષા આપી. તેમણે કાશીમાં રહી ગુપ્તપણે અભ્યાસ કર્યો અને પ્રચંડ વિદ્વાન બન્યા. ડભોઇમાં તેમની સમાધિ છે.

ભાષા સહેજ ભારે. વિષય જીવન ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો સુખે વાંચે.

❧

**ઊભું હતું, ઊભું હતું** — પૃષ્ઠ : ૪૦ — કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

જોડકણાં જોડીને ૩૮ વરતો એટલે ઉખાણાં આ ચોપડીમાં આપ્યાં છે. બધા જ કર્તાનાં પોતાનાં છે. પાંચ સાતેક વાક્યો મહાકઠિન છે. અર્થ આપ્યાથી કંઇક સહેલું બને છતાં " યોગી જેમ ઊભું હતું. " પહેલે પાને લખાયું છે. બાળક શું સમજે ? પ્રયત્ન નવીન છે. આવી નવીનતાથી બાળકોનો વાચનરસ જામે છે.

રચનાની દષ્ટિએ બાળવર્ગનાં બાળકો વાંચો લે. પણ વાક્યરચના જોતાં પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિનોદનો વિષય છે. ખુશીથી બાળકોને આપીએ.

❧

ઊંદર દેશ | પૃષ્ઠ : ૩૨ | કિં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઈ. પટેલ
પ્રકાશક : ,,

આમાં ત્રણ વાતો છે. પહેલીમાં એક હતો ઊંદર દેશ. એમાં ઊંદરોનાં ગામ વસેલાં. દુકાળ પડયો. ઊંદરરાજા માણસરાજા પાસે ગયો. અનાજનો ભંડાર લઇ આવ્યો. માણસરાજા પર દુશ્મન આવ્યો. ઊંદરરાજાએ ઊંદરો લઇ જઇને મદદ કરી. બીજી વાતમાં વડનું મોટું ઝાડ હતું, તેમાં ઊંદરડી રહે તેને દીકરો આવવાનો હતો. દીકરાને બદલે વાઘ જન્મ્યો. બીજી વખતે મોર જન્મ્યો. ત્રીજી વખતે બત્રીશ-લક્ષણો કુંવર જન્મ્યો. તે હવાઇ કિલ્લાઓ સર કરીને રાજાની કુવરી પરણ્યો. સિંહ અને ઊંદરની ત્રીજી કવિતા છે. આવી વાતો મેળ કે સામ્ય-સંબંધ વિનાની શોભે નહિ. વાતો કૃત્રિમ બની ગઈ છે છતાં બાળકોને રમુજ આવશે. રસથી વાંચશે પણ ખરાં.

ભાષા સરળ છે. વિષય વાતોનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



એકલવ્ય અને ધ્રુવ | પૃષ્ઠ : ૪૮ | કિં. ૦-૪-૦
લેખક : ગોવિંદલાલ દોલતરાય મહેતા
પ્રકાશક : ચંદુલાલ મણિલાલ પરીખ
—અમદાવાદ

બચુને તેની બા એકલવ્ય અને ધ્રુવની વાર્તા કહે છે. વચ્ચે વચ્ચે બા-બચુનો સંવાદ આવી જાય છે. આવી રીતની વાર્તામાં બાળકોને રસ નહિ પડે. નવાઇ તો એ છે કે આ કયા અંગ્રેજીમાંથી ઉતારી છે. આ બાબતનું આપણું સાહિત્ય તો ભર્યું પડ્યું છે. પછી આવી નમાલી વાતો અંગ્રેજીમાંથી ઉતારવાની શી જરૂર ?

ભાષા ઠીક છે. વિષય પૌરાણિક કથાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે



એકવીશ વાતો | પૃષ્ઠ : ૪૩ | કિં. ૦-૩-૦
લેખક : કુમારી સાકરબેન
પ્રકાશક : મોહનલાલ દામોદર શાહ.
—રાજકોટ

ટુંકી ટુંકી વાર્તાનો આ મરાઠી પરથી અનુવાદ કરેલો સંગ્રહ છે. વાતો સાદી છે. બાળકોને વાંચવી તો ગમશેજ. ચિત્રો પણ આપ્યાં છે. લગભગ બધીજ વાતો પશુ-પંખીની છે.

ભાષા સરળ છે વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચી લે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**એક હતો કૂતરો** પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૪-૦
લેખક : .........
પ્રકાશક : ગાંડીવ સાહિત્યમંદિર
—સુરત

કૂતરાની હોશિયારીની ૧૬ નાની વાતો આ ચોપડીમાં છે. સમજદારી જાનવરોમાં પણ કેવી હોય છે, તે આ રસિક વાતોથી સમજાશે. વાતો જેવોજ રસ મળે છે. બાળકોને જરૂર ગમશે. અંગ્રેજી ભાષામાંથી લીધી છે. ચિત્રો આપ્યાં છે, પણ ન આપ્યાં હોત તો ચાલે તેવાં.

ભાષા સરળ છે. વિષય પ્રાણીકથાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**એમ કેમ ?** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ફુવારો કેમ ઊડે, ઇયળમાંથી કોશેટો કેમ થાય, પૈડા પર પાટો ચડાવવા કેમ તપાવે, મીઠું વધારે સ્વચ્છ કેવી રીતે થાય, વાલનું ઊગવું, અને રમકડાંની બનાવટ આ છ બાબત પાઠના રૂપમાં સમજાવી છે. આવી હકીકતનાં પુસ્તકોની ઘણીજ જરૂર છે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી લેશે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ઐતિહાસિક ચરિત્રમાળા ભાગ-૨** પૃષ્ઠ : ૧૨૧ કિં. ૦-૩-૦
લેખક : જગજીવન કાલિદાસ પાઠક
પ્રકાશક :
—પોરબંદર

૨૭ વર્ષ ઉપર પ્રગટ થયેલું આ ઐતિહાસિક ચરિત્રોનુ પુસ્તક છે. શૈલી અને ભાષા બાળકોને રૂચે તેવાં નથી બાળસાહિત્યમાં ન ગણી શકાય.



**ઐતિહાસિક ચરિત્રમાળા ભાગ-૨** પૃષ્ઠ : ૧૨૫ કિં. ૦-૩-૦
લેખક : જગજીવન કાલિદાસ પાઠક
પ્રકાશક :
—પોરબંદર

ઐતિહાસિક ચરિત્રોનો આ બીજો ભાગ છે. વિષય સારો છે પણ લખાવટ બાળભોગ્ય નથી. બાળસાહિત્યમાં ન ગણી શકાય.



**ઐતિહાસિક વાર્તામાળા** પૃષ્ઠ : ૧૮૬ કિં. ૦-૧૨-૦
લેખક : નાજુકલાલ નં ચોકસી
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ
—અમદાવાદ

મોગલવંશનો અથેતિ ઇતિહાસ નાનાં પ્રકરણોમાં આપ્યો છે. પદ્ધતિ અને લખાવટ વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવાં છે. ભાષા વધારે પડતી અઘરી છે, એટલે પાંચમા ધોરણનાં બાળકોને પણ અઘરી લાગે. ઇતિહાસ લખવાની રસિક શૈલી વિશેષ જરૂરી ગણાય. તે તરફ આમાં લક્ષ અપાયું નથી. એટલે બાળકોને સ્વયં વાંચવાનું નહિ રૂચે.

ભાષા અઘરી છે. વિષય ઇતિહાસનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે, બાળકો વાંચી શકે



**ઓતરાતી દીવાલો ભાગ ૧ લો** પૃષ્ઠ : ૭૪ કિં. ૦-૧-૬
લેખક : કાકા કાલેલકર
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

કાકા કાલેલકર અસહકાર વખતે (૧૯૩૦) કેદખાનામાં પડેલા ત્યાં જાનવરો અને ઝાડપાન સાથે તેમણે દોસ્તી બાંધી. તેનું વર્ણન સુંદર રીતે આ ચોપડીમાં છે. એના વાચનમાં બાળકોને નવીનતા મળશે. મૂળ પુસ્તક મોટું છે. તે પરથી આ બાળકો માટે ટુંકાવીને લખ્યું છે.

ભાષા સરળ અને સુંદર છે. વિષય માહિતીનો ગણાય. બીજા ધોરણનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો વાંચે તે ઇષ્ટ છે.

ઓતરાતી દીવાલો ભાગ ૨ જો | પૃષ્ઠ : ૩૪ | કિં. ૦-૧-૬
લેખક : કાકા કાલેલકર
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

કાકા કાલેલકરે કેદ ભોગવતી વખતે વિવિધ પ્રાણીઓ અને ઋતુઓનો પરિચય મેળવેલો તેનું વર્ણન પહેલા ભાગમાં કર્યું છે, તેનોજ આ બીજો હિસ્સો છે. આવાં પુસ્તકો બાળકો જરૂર વાંચે. તેમાંથી સરળ રીતે જ્ઞાન મળે છે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

*

કચ્છ ગરબાવલી | પૃષ્ઠ : ૧૪૦ | કિં. ૦-૬-૦
લેખક : કવિ દલપતરામ ડા.
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

કવિ દલપતરામે કચ્છનાં રાણીની આજ્ઞાથી સ્ત્રીઓને ગાવાલાયક ગરબા રચીને આ સંગ્રહ બહાર પાડયો હતો. અત્યારે તો એનો કોઈ ઉપયોગ નહિ કરે. બાળ સાહિત્યમાં ચાલે નહિ.

સં. ૧૯૫૫ માં પુસ્તક છપાયું છે.

*

કચુંબર | પૃષ્ઠ : ૩૮ | કિં. ૦-૩-૦
લેખક : નટુભાઈ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

ઉખાણાં, હિસાબની ગમ્મત, રમતો વગેરે નવરાશના વખતમાં બાળકોને વિનોદનું સાધન થઈ પડે એવી કેટલીક વાનીઓ આપી છે. ઉપયોગ કરશે તો બાળકો આનંદ મેળવી શકશે

ભાષા સરળ છે વિષય વિનોદનો છે. ચોથા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ. બાળકો જરૂર વાંચે.

*

**કનુની મીની**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦ ૨-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : મંગળદાસ એન્ડ સન્સ
—સુરત

આમાં ચાર વાતો છે. કનુની મીનીમાં એક બિલાડીને લઇને કનુ ઘર છોડી એક શહેરમાં જાય છે. ત્યાં ઊંદરો ઘણા હતા. બિલાડીને જોઇને ઊંદરો નાસી જાય છે. તેથી રાજા તેને પોતાની છોડી પરણાવે છે. બીજી ફકીરભાઇની વાત છે. તેમાં રાક્ષસ આવે છે. એ જાતની વાતોમાં તો રાખેતા મુજબ અસંભવ પ્રસંગો બને છે. ' બાલ વીર ' અને ' પુંજાભાઈની ઘોડી ' સારી વાતો છે. **ફાવી ગયેલા ફકીરભાઈની** વાત કાઢી નાખવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. એકંદર પુસ્તક ઠીક છે.

❧

**કન્યા ગરબાવળી**

પૃષ્ઠ : ૭૫ કિં. ૦-૪-૦
લેખક : મણિશંકર વિશ્વનાથ દવે
પ્રકાશક : પોતે
—જોડિયા બંદર

સંવત ૧૯૬૦ માં બહેનોનાં ઉપયોગ માટે લેખકે ગરબાઓ રચીને પ્રગટ કરેલા છે. પહેલા ધોરણથી છઠ્ઠું ધોરણ અને તે ઉપરના અભ્યાસની બહેનો માટે વિભાગવાર ગરબા આપ્યા છે. તે શિક્ષણવિષયક અને બોધક પણ છે. બધાં ધોરણની બાળાઓ ઉપયોગ કરી શકે. પણ પુસ્તક જરા જૂની ઘરેડનું માલૂમ પડશે.

વિષય નિર્દોષ છે. કન્યાઓ ખુશીથી ઉપયોગ કરી શકે.

❧

**કપિલ મુનિ**

પૃષ્ઠ : ૧૨ કિં. ૦ ૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

કપિલ એક ગરીબ બ્રાહ્મણ બાળ હતો. સમજ આવી અને દેશાવર જઇ ભણ્યો. પણ એક વિધવા સાથે ફંદમાં પડયો. દ્રવ્યના લોભમાં મુંઝાયો. છેવટે સમજ્યો અને વિરાગી થઇ નિર્વાણ પામ્યો. આ ચરિત્રવાર્તા ધાર્મિક દષ્ટિએ બાળકોને રસ પડે તેવી રીતે લખાઇ છે.

ભાષા સરળ છે: વિષય ચારિત્ર્યવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.



કબાટ | પૃષ્ઠ : ૩૨ | કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ઝાડ સૂકાઇ, કપાઇ, વહેરાઇને છેવટે કબાટ બને છે. એ ખીના તેનીજ જીભે કહેવરાવી છે. આવું વાચન રસિક હોય છે પણ ૩૨ પાનાં જેટલું લાંબું વાંચવા બાળકોની ધીરજ ન રહે. ભાષા કોઇ કોઇ ઠેકાણે પ્રૌઢ બની જાય છે. છતાં બાળભોગ્ય ભાષા છે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકોને વાંચવા આપીએ.



**કમળા બેનના પાઠો** | પૃષ્ઠ : ૩૪ | કિં. ૦-૧-૬
લેખક : કમળાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આમાં ૧૩ નાના પાઠ આપ્યા છે. બાળકોને તેમાંથી કંઇક જાણવાનું પણ મળે છે. સવાર, વરસાદ, તુલસીનો છોડ, દેડકસેના, કબૂતર, કાગરનું બચ્ચું એ વિષે પાઠરૂપે કેટલીક સાદી હકીકત સરળ રીતે લખી છે.

ભાષા સરળ છે. વિષય વાચન પાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોનાં હાથમાં ખુશીથી મૂકી શકીએ.



કરડિયો | પૃષ્ઠ : ૧૬૦ | કિં. ૦-૧૦-૦
લેખસંગ્રહ
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ
— અમદાવાદ

ગાંધીજી, રાજગોપાળાચારી, કાકાસાહેબ વગેરે પુરૂષોની વાનગી સાથે આ વાર્તા અને લેખોનો સંગ્રહ છે. હોશિયાર બાળકોને સમજતાં વાર નહિ લાગે. વાતો ઉપયોગી અને રસપ્રદ છે. ભાષાનું ધોરણ નથી જળવાયું. છતાં બાળકોને ગમશે જરૂર.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☘

**કસરત અને ડ્રીલ** — પૃષ્ઠ : ૧૨૮ — કિં. ૦-૧૨-૦

લેખક : હરરાય અમુલખરાય દેસાઇ

પ્રકાશક : પોતે

—અમદાવાદ

શાળાઓના ઉપયોગ માટે આ પુસ્તક લખાયું છે. વસ્તુ સરસ અને આવશ્યક છે. આમાં સમૂહ વ્યાયામની પરદેશી પદ્ધતિની કસરતો આપી છે. શિક્ષકો અને કસરત જાતે શીખવાની ઇચ્છા રાખનાર મોટા વિદ્યાર્થીઓ આનો સારો ઉપયોગ કરી શકે. બાલસાહિત્યમાં ચાલે તેવું નથી.

☘

**કહેવત સંગ્રહ** — પૃષ્ઠ : ૩૨ — કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર

—ભાવનગર

આ ચોપડીમાં ૪૩૬ નાની નાની કહેવતો આપી છે. કુતૂહલ ખાતર બાળકો વાંચે તો ભલે. બાકી તો બાળકોનો વાચનરસ પોષે એવું કંઇ નથી. પણ ચોપડી કહેવતોના સંગ્રહ રૂપે સારી છે. બાળકો વાંચે કે ન વાંચે પણ તેમને માટે તે હોવી જરૂરની છે.

ભાષા સહેલી છે. વિષય માહિતીનો છે. સમજણની દૃષ્ટિએ બીજા ધોરણ માટે ગણી શકાય. પહેલા ધોરણનાં બાળકો વાંચી શકશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☘

**કહેવતોનાં મૂળ** — પૃષ્ઠ : ૩૧ — કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર

—ભાવનગર

આ ચોપડીમાં ૯ કહેવતો વાર્તાના રૂપમાં લખી છે. સાદી અને સરળ રીતે લખાઇ છે. વાંચનારને આનંદ અને જ્ઞાન મળશે.

ભાષા સરળ અને બાલભોગ્ય છે. વિષય વાર્તાનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી લેશે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

☘

કળાધર કોળશ | પૃષ્ઠ : ૧૬ | કિં. ૦-૨-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય — અમદાવાદ

કોળશ કળાકાર સુથાર હતો. તે અવનવી વસ્તુઓ બનાવતો. તેની વાર્તા રસિક રીતે આમાં આપી છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☙

કંકાવટી | પૃષ્ઠ : ૧૦૪ | કિં. ૦-૮-૦
લેખક : ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
—રાણપુર ( કાઠિયાવાડ )

કન્યાઓ, બહેનો અને મોટાંઓ વધારે રસથી વાંચે એવું આ વ્રતકથાઓનું પુસ્તક છે. બાલસાહિત્યમાં તેને સ્થાન નથી મળી શકતું.

☙

કંસવધ | પૃષ્ઠ : ૨૪ | કિં. ૦-૨-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : પોતે —સુરત

કંસ કૃષ્ણને મારવા પ્રયત્ન કરે છે પણ ફાવતો નથી. અનેક સાહસમાં પાર ઊતરી કૃષ્ણ છેવટે તેને મારે છે. આ ઘટના બાળકોને રસ પડે તેવી રીતે લખી છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક કથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☙

કાઉન્ટ ટૉલ્સ્ટૅાયની ટુંકી વાર્તાઓ [ વિભાગ પહેલો | પૃષ્ઠ : ૯૬ | કિં. ૦-૪-૦
લેખક : ભોગીન્દ્રરાવ ર. દિવેટિયા
પ્રકાશક : કરસનદાસ જે. ચિતલિયા
—અમરેલી

ટૉલ્સ્ટૅાયની કેટલીક નીતિબોધક વાર્તાઓ આમાં આપી છે. સ્ત્રીઓ માટે ખાસ ઉપયોગી છે. બાળકો વાંચી શકે તેવી નથી. બાળ સાહિત્યમાં ન ગણી શકાય.

☙

**કાગળપત્રો** પૃષ્ઠ : ૪૮ કિં. ૦-૩-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

નાના મોટા પત્રો આ ચોપડીમાં લખેલા છે. બાળકોને એથી પત્રો કેમ લખવા તેનો ખ્યાલ આવી શકે છે. બાળકો ઉપયોગ કરે એ યોગ્ય છે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. ચોથા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.



**કાજીઓના ઇન્સાફ** પૃષ્ઠ : ૬૪ કિં. ૦-૪-૦
લેખક : છગનલાલ વિદ્યારામ રાવળ
પ્રકાશક : પુરુષોત્તમ વિશ્રામ માવજી
—મુંબઇ

બાદશાહી વખતના ઇન્સાફની હોશિયારોના કિસ્સાઓ આપ્યા છે. પણ તે બાળકો માટે લખાયા નથી. તેમજ બાળકો ઉપયોગ કરે તેવા શુદ્ધ પણ નથી.

બાલસાહિત્યમાં ન લઇ શકાય.



**કાનો કઠિયારો** પૃષ્ઠ : ૧૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

કાનો કઠિયારો ગરીબ હતો. તેણે પૂનમે બ્રહ્મચર્ય પાળવાનું નીમ લીધું. ચંદનનો ભારો વેચતાં ૫૦૦ રૂ. મળ્યા. તે જોઇ એક વેશ્યાએ તેને ફસાવ્યો. પણ તે દિવસે પૂનમ હતી. કાનાને નીમ યાદ આવ્યું અને નાશી છૂટયો. આ રીતે જૈન સાંપ્રદાયિક વાર્તા બ્રહ્મચર્ય પાલન પર લખાઇ છે. બાળકોને બ્રહ્મચર્યનો ઉપદેશ નકામો છે. વચનપાલન પર જ ભાર મૂકવો જોઇએ. છતાં આ વાત બાળકો વાંચી શકે છે.

ભાષા સરળ છે. વિષય નીતિકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.



**કાનો ભરવાડ** — પૃષ્ઠ : ૧૬ — કિં. ૦-૧-૦
લેખક : ચંદ્રશંકર ગ. ભટ્ટ
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી —આણંદ

અંગ્રેજી વાર્તાનો આ અનુવાદ છે. ભરવાડનો છોકરો છે. તેના પર નાગ પ્રસન્ન થાય છે. તેના વાળ સોનાના બની જાય છે. એક રાજકુંવરીને નદીમાંથી તેનો વાળ જડતાં તે તેને જ પરણવાનું પણ લે છે. તે પરણે છે. સામાન્ય રીતની વાર્તા ગણાય.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



**કામાચારૂ** — પૃષ્ઠ : ૧૪ — કિં. ૦-૦-૩
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : વસંત બાલશિક્ષણ પ્રચાર —ભાવનગર

જાપાનમાં કામાચારૂ નામે એક શિક્ષક હતા. તેમનો દેશપ્રેમ અજબ હતો. તેમણે વિદ્યાર્થીઓનો ખૂબ પ્રેમ મેળવ્યો હતો. વૃદ્ધાવસ્થામાં પણ રશિયા સાથે લડાઇ થતાં જાપાની યુવાનોને તેણે રણમેદાનમાં મોકલ્યા. આ દેશપ્રેમી શિક્ષકની કથા સરળ અને રસિક બની છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**કારણ આજે દિવાળી** — પૃષ્ઠ : ૧૬ — કિં. ૦-૧-૦
લેખક : યશવંત પંડ્યા
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર —અમદાવાદ

ત્રણ ચાર છોકરાં છે. બે બહેનો સાથિયા પૂરે છે. ભાઇ રંગ ઢોળે છે. બાપા આવે છે. ફરિયાદ થાય છે બાપા શેઠને ભેટ આપવા ફટાકડા, મીઠાઈ લાવેલા હોય છે. ભેટ ન આપતાં છોકરાંને વહેંચી દે છે. આ પ્રસંગને સંવાદમાં યોજ્યો છે. બાળકોને રસ પડે એવું લાગતું નથી, છતાં વાચન તરીકે સારૂં છે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ઉપયોગ કરી શકે.

**કાલિકાચાર્ય**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

આ વાત બાળકો વાંચી શકે તેવી નથી. ભાષા ઘણીજ અઘરી છે એટલે કિશોર સાહિત્યમાં ચાલે.

❧

**કાવ્યસંગ્રહ**

પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

લોકોમાં પ્રચલિત એવાં ૨૫ ગીતો અહીં એકઠાં કર્યાં છે. આમાં એક ખૂબી બની ગઇ છે કે લગભગ બધાં જ ગીતો કૃષ્ણ-કહાનાનાં છે. લોકગીતો એ સમાજના માનસનું ઘી છે. આપણે હજી સુધી કેટલા વેવલા છીએ ? આવાં ગીતો જૂના સાહિત્યના અભ્યાસી વિદ્યાર્થીઓ માટે જ રાખી મૂકીએ. આપણાં બાળકોને તો રણગીતો, સાહસ-ગીતો અને જનહિતાર્થ બલિદાનનાં ગીતો શીખવીએ.

ભાષા ઠીક છે. વિષય ગીતનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચીને કે ન વાંચીને કંઇ ગુમાવવા કે મેળવવાનાં નથી.

❧

**કાવ્યસંગ્રહ**

કિં. ૧-૮-૦
સંગ્રાહક : ફૂલસિંહ ડાભી
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી
—આણંદ

આ સંગ્રહ કિશોર વિદ્યાર્થીઓના ઉપયોગનો છે. બાળસાહિત્યમાં ગણી શકાય તેવો નથી.

❧

**કાળા હાથ કાળી દાઢી**

પૃષ્ઠ : ૪૦ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

પોતે જોડેલાં અને નવીન સ્વરૂપનાં ૩૮ ઉખાણાં આ ચોપડીમાં લેખકે લખ્યાં છે.

સાથે બેસી બાળકો વાંચીને સમૂહ આનંદ લઇ શકે. વાંદરો, બકરો, સોની, ભગત, ભિખારીથી લઇને ભીમ, ગોપીચંદ અને મીરાંબાઇને પણ ઉખાણાંમાં ગુંથ્યાં છે. બાળકો આનંદ મેળવશે. સૂચના કરવા જેવી છે કે આવાં જોડકણાં પ્રાસવાળાં અને શબ્દ કે વાક્ય બાળભાષાનાં હોવાં જોઇએ.

ભાષા ઠીક છે. વિષય વિનોદનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



કિલ્લોલ

પૃષ્ઠ : ૭૭ કિ. ૦-૮-૦
લેખક : ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

સુંદર બાલગીતોનો આ સંગ્રહ બાલસાહિત્યનું કિંમતી લહાણું ગણાય. આવાં બાલગીતો સાચાં ગીતો કહેવાય. સુંદર ભાવ, મનોરમ કલ્પના અને હૃદયંગમ વર્ણનથી બાલગીત રસતરબોળ બન્યાં છે. આજકાલ જેવાં તેવાં બાલગીતોને નામે છપાતાં જોડકણાં બાલગીતોને અભડાવી રહ્યાં છે. શ્રી મેઘાણીને બાળકો તરફ દૃષ્ટિ કરવા બદલ ધન્યવાદ આપીએ.

ભાષા સૌમ્ય અને સરળ છે. વિષય બાલગીતોનો છે. બીજા ધોરણથી પાંચમા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરે. વિષય નિર્દોષ છે. બાળકો અવશ્ય ઉપયોગ કરે.



કીર્તિસ્તંભ

પૃષ્ઠ : ૪૩ કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

આપણા ઇતિહાસમાંથી ચૂંટીને સાત વાતો આમાં આપી છે. વીરત્વના આ કિસ્સાઓ બાળકોને જરૂર ગમશે. બાળકોને ઇતિહાસની વાતોમાં રસ લેતા કરવા આવી વાતો વંચાવવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય ઐતિહાસિક છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે



**કુદરતમાં** | પૃષ્ઠ : ૩૪ | કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ટાઢ, વસંત, વરસાદ એમ અપ્રાકૃતિક ફેરફારની વાતો કહેતા ૧૨ પાઠ આ ચોપડીમાં લખ્યા છે. બાળકો ઝીલી શકે એટલું જ તેનું માપ છે, એ ઉત્તમ ગણાય. વાચન સાથે કંઈક જાણવાનું પણ મળે છે.

ભાષા સરળ અને ચોકખી છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગના બાળકોને ઉપયોગી છે. વિષય નિર્દોષ છે. બાળકોને નિઃસંકોચ વાંચવા આપી શકાય.

☘

**કુમાર ધર્મ** | પૃષ્ઠ : ૩૬ | કિં. ૦-૩-૦
લેખક : માવજી દામજી શાહ
પ્રકાશક : સી. જમનાદાસની કંપની
—મુંબઈ

વિદ્યાર્થીઓને જીવનઘડતરમાં ઉપયોગી એવી સૂચના, શિખામણો સૂત્ર રૂપે આ ચોપડીમાં આપી છે. વિદ્યાર્થીઓને મનન કરવા જેવું છે, પણ બાળસાહિત્યમાં ન ગણી શકાય. કિશોર વિદ્યાર્થીઓના ઉપયોગમાં આવી શકે.

☘

**કુમાર વીરસેન ભાગ પહેલો** | પૃષ્ઠ : ૫૧ | કિં. ૦-૫-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
—વડોદરા

બે યુવાનો જંગલમાં શિકારે જાય છે. ત્યાં વાઘ સિંહ સાથે લડત થાય છે. સાહસભરી આ વાતો બાળકોને જરૂર ગમશે. આવું સાહિત્ય આપીએ તેટલું બાળકો વાંચવાનાં. પરીકથાઓનું નમાલું વાચન આપવા કરતાં આવી વાતો ઘણી જ ઉત્તમ્ ગણાય.

ભાષા સરળ છે. વિષય શિકારનો છે. ત્રીજા ધોરણના બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

☘

**કુમાર વીરસેન ભાગ બીજો**

પૃષ્ઠ : ૭૧ કિં. ૦-૬-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
—વડોદરા

પહેલા ભાગના અનુસંધાનમાં આ વાર્તા લખાઇ છે. ઘરમાં ચોરી થતાં બે યુવાનો ચોરની પાછળ પડે છે ને જંગલમાં જાય છે. ત્યાં ઘણી મુશ્કેલીઓ સામે લડે છે. આખી વાત સાહસભરી છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય સાહસનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**કુમારિકા ધર્મ**

પૃષ્ઠ : ૩૬ કિં. ૦-૪-૦
લેખક : માવજી દામજી શાહ
પ્રકાશક : પોતે, પી. પી. જૈન હાઇસ્કૂલ
—મુંબઇ

કન્યાઓને સારી રીતભાત બતાવતું આ નાનકડું પુસ્તક ઘણું ઉપયોગી છે. દરેક કન્યાને આ ચોપડી વાંચવા આપવી જોઇએ.

ભાષા અને રચના જરા અઘરાં છે, છતાં પાંચમા ધોરણની બાળાઓને વાંચવા આપી શકાય.



**કેરીના ભજિયાં**

પૃષ્ઠ : ૧૬ (મોટાં) કિં. ૦-૩-૦
લેખક : ઇશ્વરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

ઊંદરડીની જન્મગાંઠ છે. તે દિવસે કેરીનાં ભજિયાં થવાનાં છે. તે ખાવા એક કાણું કબૂતર આવે છે. આ રીતની રમુજી વાર્તા પ્રાણી જીવનમાં ગુંથી સરસ રસ જમાવટ કરી છે. ભાષા પણ બાળભોગ્ય છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય વિનોદ વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ. બાળકો જરૂર વાંચે.

**કેમ કથાઓ**

પૃષ્ઠ : ૫૩     કિં. ૦-૬-૦
લેખક : હિમ્મતલાલ ચુ. શાહ
પ્રકાશક : પોતે
—અમદાવાદ.

સૂરજમુખી ફૂલ સૂરજ સામે જ કેમ જોયા કરે છે, ચંપાનાં રૂપ રંગ અને તેવી જ રીતે બીજાં ફૂલોના સંબંધની ઉપજાવી કાઢેલી વાર્તાઓ છે. વાતો છે રસિક. નિર્દોષ પણ છે. છતાં અર્થગાંભીર્ય તો નથી જ. બાળકોને વાતો ઘણી જ ગમે તેવી છે. લખાવટ સરસ અને સુઘડ છે.

ભાષા સરસ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**કૈલાસ માનસ સરોવર દર્શન**

પૃષ્ઠ : ૨૪૫     કિં. ૦-૧૨-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર,
—ભાવનગર

સ્વામી હંસ નામના એક વિદ્વાન દાક્ષિણાત્યે હિમાલય વીંધીને માનસસરોવરની યાત્રા કરેલી. તેનું સુંદર અને રસિક વર્ણન આમાં આપ્યું છે. પ્રવાસપ્રિય વ્યક્તિને તો મુગ્ધ કરે તેવું છે.

કિશોર વિદ્યાર્થીઓ વાંચી શકે. બાળ સાહિત્યમાં ન લઇ શકાય.

❧

**કોચરશા**

પૃષ્ઠ : ૧૬     કિં: ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

શંખલપુરમાં કોચરશા નામનો જુવાન હતો. જૈન હતો. બહુચરાજીમાં વધેરાતાં બકરાં માટે તેને દયા ઉપજી અને તે માટે કેવી મહેનત કરી તે કથા રસિક રીતે અહીં લખી છે. જૈન બાળકો માટે લખાઇ છે, છતાં ઇતર બાળકોને પણ ગમશે.

ભાષા સરળ છે. વિષય દયા વિષે ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**કોલસાકાકા** પૃ: ૫૨ કિં. ૦-૫-૦

લેખક : ઇશ્વરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

વાર્તાની ઢબે કોલસાની ઉપયોગિતા વૈજ્ઞાનિક રીતે આ પુસ્તકમાં લખી છે. વાચનરસ પણ જળવાઈ રહે તેની કાળજી લીધી છે. આવા વાચન દ્વારા બાળકોમાં વિજ્ઞાન તરફ વૃત્તિ જન્માવી શકાય. બાળકો આવાં પુસ્તકો વાંચે એ ઇષ્ટ છે. ચિત્રો પણ સારાં છે.

ભાષા સરળ છે. વિષય વિજ્ઞાનનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**કોલમ્બસનો વૃત્તાંત** પૃષ્ઠ : ૧૪૪ કિં. ૦-૫-૦

લેખક : પ્રાણલાલ મથુરદાસ
પ્રકાશક : ગવર્નમેંટ સેંટ્રલ બુક ડિપો
—મુંબઇ

૪૦ વરસ ઉપર શાળાઓના ઉપયોગ ખાતર અંગ્રેજીમાંથી અનુવાદ કરાવીને આ ચરિત્ર સરકારી ખાતાએ પ્રગટ કર્યું હતું. ભાષા અને શૈલી બાળોપયોગી નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.



**કૌતકમાળા અને બોધવચન** પૃષ્ઠ : ૨૦૦ કિં. ૧-૦-૦

લેખક : રાવસાહેબ ગણેશજી ડોસાભાઇ
પ્રકાશક : દયારામ ગણેશજી
—લીંબડી

પ્રચલિત અને જૂની બોધક, રમુજી અને ચાતુરીની ૧૦૪ ટુંકી વાતો આમાં આપી છે. રસ પડે અને બોધ મળે એવી આ વાતો છે. બાળકોને જરૂર ગમશે. પણ ભાષા અને લખાવટ જરા વધારે પાકાં છે. બાળભોગ્ય શૈલી નથી. છતાં વાંચી શકનાર બાળકોને આનંદ આપશે.

ભાષા ઠીક છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**કૌશિકાખ્યાન**

પૃષ્ઠ : ૪૬ કિ. ૦-૩-૦
લેખક : જુગતરામ દવે
પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર
—અમદાવાદ

આ કાવ્યકથા છે. હોશિયાર બાળકો વાંચી શકે. પણ બાળસાહિત્યમાં ગણી શકાય નહિ. ભાષા અઘરી પડે.

*

**શ્રી કૃષ્ણ કથા**

પૃષ્ઠ : ૬૨ (મોટાં) કિં. ૦-૬-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

શ્રી કૃષ્ણનું આ નાનું જીવન ચરિત્ર સરળ, રસિક અને બાળકોને વાંચવું ગમે તેવી ભાષામાં લખાયું છે. ચિત્રો પણ સુંદર છે. બાળકો જરૂર વાંચે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. બીજા અને ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

**ક્યાંથી આવ્યાં ?**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

કપાસિયા વવાયા, છોડ, કપાસ, રૂ અને તેમાંથી છેવટે કપાસિયા બન્યા; માટી ખોદાય, મારો બન્યો અને તેમાંથી વાસણ બન્યાં; ચામડાં સાફ થઇને તેમાંથી જોડા બન્યાઃ આ ત્રણ બાબતો સ્વકથન શૈલીમાં લખી છે. બાળકોને વાંચવી ગમશે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને ખુશીથી વાંચવા આપીએ.

*

**ખરેખરી વાતો**

પૃષ્ઠ : ૫૨ કિં. ૦-૩-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

૧૫ નાની વાતો આ પુસ્તકમાં આપી છે, બધી જ પ્રાસંગિક હોશિયારી,

બુદ્ધિમત્તા અને આવડતની છે. તેથી રમુજ સાથે જ્ઞાન મળે છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



ખળાવાડ અને- પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

એક શહેરી બાળક ગામડામાં જાય છે. ત્યાં ઢેંકવો, કૂવો, ખળાવાડ અને ગામનાં મકાનો વગેરે જુએ છે તેનું સુંદર વર્ણન આમાં છે. ભાષા બાળયોગ્ય છે. આવાં વાચનથી શહેરી બાળકોને ઘણું જાણવાનું મળે.

ભાષા માપસરની અને સરળ છે. વિષય માહિતીનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપવું.



ખેમો દેદરાણી પૃષ્ઠ : ૧૬ કિં ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ખેમો દેદરાણી હડાળા ગામનો નિવાસી છે. દેશમાં દુકાળ પડે છે. બાદશાહ વાણિયાનાં વખાણ સાંભળી ભાટને મેણું મારે છે. ભાટ વાણિયા પાસે દુકાળમાં લોકોને જીવાડવાની માંગણી કરે છે. મહાજન મુંઝાય છે. ખેમો દેદરાણી પોતાનું બધું ધન આપી દઇને દુકાળમાં લોકોને જીવાડે છે. આ રીતની વાર્તા બાળકોને રૂચે એવી શૈલીમાં લખી છે આવી વાતો બાળકોને આપવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય પરોપકારકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



ખોટી ખોટી વાતો પૃષ્ઠ : ૪૬ કિં. ૦-૬-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

મચ્છલ કુમારની વાર્તામાં માછલું રાજકુંવર બને છે. બિલાડકુમારીની

બીજી વાર્તામાં બિલાડી રાજકુંવરી બની જાય છે. ત્રીજી વાર્તા જમદેવમાં યમદેવ જુદાં જુદાં રૂપ ધરીને લોકોને મારે છે. ચોથી વાતમાં મૂરખ કચરો પૈસા કમાઈને ઉછાળતો આવે છે. પાણીમાં પડી જાય છે. મા કહે છે કે જે મળે તે છેડે બાંધવું. બીજે દિવસે દૂધ મળે છે તે છેડે બાંધે છે. આવી રીતે ઠેઠ સુધી લઈ જાય છે. ચમત્કાર અને જાદુની વાતોનો બહિષ્કાર થવો જોઈએ.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સદોષ. ભલામણ ન કરી શકાય.

*

ગજરો પૃષ્ઠ : ૩૯ કિં. ૦-૬-૦

લેખક : ચંદ્રકાંત મંગળજી ઓઝા

પ્રકાશક : પોતે-ભાવનગર ઉતારો

—રાજકોટ

નાનાં બાળકો માટે ગીતો રચ્યાં છે. ગીતો નહિ પણ જોડકણાં છે. ગીતની જે મીઠાશ જોઈએ તે નથી ઊતરી શકી. છપાઈ અને દેખાવ સરસ છે. બાળકોને કેટલાંક ગીતો ગાવાં ગમે તેવાં છે. સંગ્રહ બાળકના હાથમાં મૂકી દેવો. પોતાની મેળે ગમશે તે ગાશે.

બીજા ધોરણથી ચોથા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરી શકે.

*

ગણધર શ્રી ગૌતમસ્વામી પૃષ્ઠ : ૧૧ કિં. ૦-૧-૩

ગૌતમસ્વામી વિદ્વાન બ્રાહ્મણ હતા. મહાવીર સ્વામીના ઉપદેશથી જૈનધર્મ સ્વીકાર્યો અને દીક્ષા લીધી. તેમનું સાગમય ચરિત્ર આમાં આપ્યું છે. જૈન અને ઇતર બાળકોને રૂચે એવી શૈલીમાં લખાયું છે.

ભાષા સરળ છે. વિષય ધાર્મિક જીવનચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

ગણપતિ બાપા પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૨-૬

લેખક : ગિજુભાઇ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર

—ભાવનગર

ગણપતિનો જન્મ, કાર્તિકેય સાથે રમત, વેદવ્યાસના લહિયા તરીકે કામ કરવુ: આ ત્રણ વાતોમાં ગણપતિનું જીવનચરિત્ર, બાળભોગ્ય ભાષા અને સરળ લખાવટમાં સુંદર

વર્ણવાયું છે. બાળકોને વાંચવું ગમશે. આવી શૈલી અને ભાષા બાળકો માટે યોગ્ય છે.

ભાષા સરળ છે. વિષય જીવનચરિત્રનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચે એ ઈષ્ટ છે.



ગદ્ય સંગ્રહ ભા. ૧ | પૃષ્ઠ : ૧૦૦ | કિં. ૧-૮-૦

લેખક :

પ્રકાશક : મિત્રમંડળ —પેટલાદ

જુદા જુદા લેખકોનાં સદાચાર ઉપરનાં લખાણોનો આ સંગ્રહ છે. પ્રચાર હેતુથી છપાયો છે. લખાણો ગુણપ્રેરક છે. બાળસાહિત્યમાં લઈ શકાય નહિ.



ગધેડું | પૃષ્ઠ : ૩૨ | કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઈ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

ગધેડાંની કેટલીક વાર્તાઓ છે. સરસ રીતે લખાઈ છે. વાચનમાંથી વિનોદ મળશે. ગરીબ ગધેડાંની દશા પણ ધ્યાનમાં આવશે. આવી વાતો સમૂહ વાચનમાં ખુબ રસિક નીવડે..

ભાષા સરળ અને બાળયોગ્ય છે. વિષય પ્રાણીવાર્તાનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.



ગધેડું ને ઘોડું | પૃષ્ઠ : ૪૦ | કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઈ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

આ પુસ્તકના નામ સાથે કંઇ સંબંધ નથી. ગધેડા ઘોડાનો પહેલો પાઠ છે. બીજો પાઠ કાગડો ને કોયલ, ત્રીજો હંસ અને બગલો. એ બબ્બે પ્રાણી પદાર્થની સરખામણી કરતા નાના નાના પાઠો લખ્યા છે. વાચનશોખીન બાળકોને ગમશે.

ભાષા સરળ છે. બાળવર્ગનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ગધેડાનું રાજ**

પૃષ્ઠ : ૧૯ કિં. ૦-૧-૦
લેખક :
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

બંગાળી વાર્તાને ઉઠાવીને ગુજરાતીમાં રજૂ કરી દીધી છે. વાર્તા સરળ છે. પ્રાણીજીવનની હકીકત રસિક રીતે આપેલી છે. ગધેડાની મૂર્ખાઇનો પણ ઠીક ચિતાર આપ્યો છે.

ભાષા સરળ અને સુઘડ છે. વિષય પ્રાણીવાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ગપગોળા**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આમાં બે વાર્તા આપી છે. એક રાજાના બગીચામાંથી અજબ રીતે ફુલ ચોરાય છે. બીજીમાં એક ડોસો ગપ ચલાવે છે. બંને વાતો અસંભવ બીનામાં કહી છે. એટલે બાળકોને વિનોદ થશે. પરીકથા કરતાં આવું વાચન કંઇ ખોટું નથી.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ગલગોટા**

પૃષ્ઠ : કિં. ૦-૧૦-૦
લેખક : દેશળજી પરમાર
પ્રકાશક : પોતે
—અમદાવાદ

સચિત્ર જોડકણાંનો આ સુંદર સંગ્રહ છે. આવા સંગ્રહો જેટલા બને તેટલા ઓછા. ચિત્ર અને જોડકણાંના બ્લોકનું જ પાનું બનાવ્યું છે. બાળકો ખુશી થતાં વાંચશે. પણ જોડકણાં કેટલાંક સુંદર છે, જ્યારે ઘણાં ખડબચડાં અને બાળક ન સમજે તેવા શબ્દોવાળાં છે. છતાં બાળકોને આપવા જેવું પુસ્તક છે. સરસ છે. સાક્ષર લેખકે જોડણીની વધારે પડતી ભૂલો કેમ કરી હશે ?

ભાષા ઠીક. વિષય ચિત્રકથાનો છે. પહેલા અને બીજા ધોરણનાં બાળકો વાંચે, વિષય નિર્દોષ છે, બાળકો ખુશીથી વાંચે.



**ગામડામાં ગયો હતો**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

સાત વાચન-પાઠ છે. તેમાં વાર્તા જેવો રસ પણ છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય વાચન-પાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ગામડામાં મળજો**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ગામડામાં વસતાં રઘો પટેલ, મેઘો સોની, પૂતી ભરવાડણ એમ ૮ જણનાં શબ્દચિત્રો આમાં લખ્યાં છે. બાળકોને રૂચે એવી શૈલી છે. વાચનરસિયાં બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય શબ્દચિત્રનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ગામમાં**

પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

બાળકો શહેરમાં ફરવા જાય છે. ત્યાં જુદી જુદી દુકાનો જુએ છે. તેનું વર્ણન વાચનપાઠની રીતે સરસ લખ્યું છે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ગાંધીજી**

પૃષ્ઠ : ૭૫ કિં. ૦-૨-૦
લેખક : જુગતરામ દવે
પ્રકાશક : સી. જમનાદાસની કંપની
—મુંબઇ

ગાંધીજીનું ટુંકું અને પૂરૂં જીવનચરિત્ર આમાં આપ્યું છે. બાળકો માટે આવું સુંદર ગાંધીજીનું જીવનચરિત્ર બીજું લખાશે કે કેમ એ શંકાસ્પદ છે,

ભાષા સરસ. શૈલી ઉત્તમ અને વર્ણન તો રસઝરતું છે. એકે એક ઘેર આ પુસ્તક વંચાવું જોઇએ. ચોથા ધોરણનાં બાળકો અને થોડું ભણેલાં ભાઇબહેનો વાંચશે.



**ગિરનારનું ગૌરવ** પૃષ્ઠ : ૧૦૩ કિં. ૦-૬-૦

લેખક : જયસુખરાય પુ. જોષીપુરા

પ્રકાશક : એમ. સી. કોઠારી

—વડોદરા

મુસાફરી દ્વારા ગિરનારનું દર્શન કરી તેનું વિદ્યાર્થીઓને ઉપયોગી સારી માહિતીવાળું પુસ્તક લખાયું છે. કિશોર સાહિત્યમાં ચાલે.



**ગિરિશિખરો** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬

લેખક : તારાબેન

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર

—ભાવનગર

ગિરનાર, આબુ અને હિમાલયની મુસાફરીનું વર્ણન સરસ રીતે લખાયું છે. બાળકોને વાચનમાં રસ પડશે અને ભૌગોલિક જ્ઞાન પણ મળશે. આવી પદ્ધતિનાં લખાણો રસથી બાળકો વાંચે.

ભાષા સરળ અને વહેતી છે. વિષય પ્રવાસનો ભૌગોલિક છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને આવું વાચન જરૂર આપવું.



**ગુજરાતના ઇતિહાસની ઝિલમિલો** પૃષ્ઠ : ૧૧૨ કિં. ૦-૪-૦

લેખક : જે. છ. ચોધરી

પ્રકાશક : પોતે

—સુરત

વાર્તાલાપના રૂપમાં ગુજરાતના ઇતિહાસની વાતો આમાં આપી છે. ૧૧૨ પાનાં ભરીને સંવાદ જ ચાલ્યા કરે એ બાળકોને રૂચે નહિ અને વાર્તાલાપમાં રસ પણ નથી જામતો.

ભાષા સરળ છે. વિષય ઐતિહાસિક છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.



ગુજરાત-મહારાષ્ટ્ર

પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૨-૬
લેખક : ગિજુભાઈ અને તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ગુજરાતની સ્તુતિ ગિજુભાઇએ ગાઇ છે. મહારાષ્ટ્ર વિષે તારાબેને સુંદર વર્ણન લખ્યું છે. બાળકોને વાંચવામાં રસ મળશે અને ભૌગોલિક જ્ઞાન પણ થશે.

ભાષા સરસ અને સરળ છે. વિષય ભૌગોલિક માહિતીનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



ગુજરાતી બાળમિત્ર

પૃષ્ઠ : ૩૩૪ કિં. ૦-૯-૦
લેખક :
પ્રકાશક : સરકારી કેળવણી ખાતું
—મુંબઇ

ફ્રેંચમાંથી અંગ્રેજીમાં, તેમાંથી મરાઠીમાં અને તે પરથી ગુજરાતીમાં ઇ સ. ૧૮૮૪ ની સાલમાં આ પુસ્તક પ્રગટ થયું. વર્તનમાં બાળકોએ કેવો આચાર રાખવો જોઇએ તે દર્શાવતી વાતો સંવાદ રૂપે આપી છે. હવે તો આ પુસ્તક જૂનું ગણાય. એટલે તેનો ઉપયોગ થવાનો નથી અને મળતું પણ નથી.



ગુજરાતી સાહિત્ય પરિચય

પૃષ્ઠ : ૨૩૬ કિં. ૦-૧૦-૦
સંપાદક : મંજુલાલ મજમુદાર
પ્રકાશક : બેચર મેઘજી બૂકસેલર
—રાજકોટ

વેપારી પ્રકાશનનું આ ફળ છે. માધ્યમિક શાળાનાં અભ્યાસના કામમાં આવે એ દષ્ટિથી જુદા જુદા કવિઓ અને લેખકોની કૃતિઓ એકઠી કરી છે. આવાં પુસ્તકો બાળસાહિત્યમાં ન ગણી શકાય. જે પુસ્તક પાઠ્યપુસ્તક બન્યું તે કડવી દવા જેવું બાળકોને લાગે છે. ખરું તો પાઠ્યપુસ્તકોની રચના જ ન થવી જોઇએ. પણ વેપારીઓને કોણ મનાવે ?

આ પુસ્તક બાળસાહિત્યમાં ન જ ચાલે.

*

**ગોપીચંદ** પૃષ્ઠ ૩૮ કિ. ૦-૨-૬
લેખક . લીલાવતીબેન
પ્રકાશક દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

રાજા ગોપીચંદ રાજગાદી છોડીને સાધુ બની ગયો તે હકીકત વાર્તા રૂપે મરસ લખી છે ભાષા અને શૈલી પહેલા ધોરણના બાળકો માટે યોગ્ય ગણાય પણ ૩૨ પાનાનુ વાચન વધારે ગણાય છતા બાળકો વાચશે.

ભાષા સરળ છે. વિષય જીવનચરિત્રનો છે પહેલા ધોરણના બાળકો વાચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશાથી વાચે



**ગોવિંદનુ ખેતર** પૃષ્ઠ ૪૮ કિ. ૦-૨-૦
લેખક ધૂમકેતુ
પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાયાલય
—અમદાવાદ

આ વાર્તાઓ બાળકો માટે નથી બાળસાહિત્યમા ગણી ન શકાય. કિશોર સાહિત્યમા ચાલે.



**ગોળીબારની મુસાફરી ભાગ પહેલો** પૃષ્ઠ ૮૮ કિ. ૦-૭-૦
લેખક સૌ હંસાબેન મહેતા
પ્રકાશક બાનજીવન કાર્યાલય —વડોદરા

અંગ્રેજીમા "ગુલીવર્સ ટ્રાવેલ્સ" નામે વાર્તા પુસ્તક નાના મોટાને ગમે તેવુ છે. તેનું આ ટુકુ રૂપાન્તર છે આમા એક મુસાફર સફરે ઊપડે છે દુનિયાના જુદા જુદા ભાગોમા ફરે છે અને અદ્દભુત, વિચિત્ર અને રસિક બીનાઓ બને છે બાળકોને આ વાર્તામા ખૂબ રસ પડશે. આવી વાતો આપણા બાનસાહિત્યમા નથી.

ભાષા પ્રૌઢ છે. વિષય પ્રવાસવાર્તાનો છે. પાંચમા ધોરણના બાળકો વાચે વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાચે



**ગૌરીનાં ગીતો** પૃષ્ઠ • ૫૮ કિ ૦-૮-૦
લેખક દેશળજી પરમાર
પ્રકાશક પોતે —અમદાવા

બાળાઓ ગાઈ શકે તેવા—ગીતોનો આ સંગ્રહ છે. ગીતો મોટી બાળાઓ

સમજી કે ગાઇ શકે તેવાં હોવાથી બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.



**ઘડિયાળ શિક્ષક**

પૃષ્ઠ : ૯૩ કિં. ૧-૮-૦
લેખક : બાઇલાલ વહાલદાસ ધંધુકાવાળા
પ્રકાશક : પોતે
—પંડયાશેરી—નાંદોદ

ઘડિયાળ બગડે તો કેમ સુધારવું તે આ પુસ્તકમાં સરળ રીતે સમજાવ્યું છે. બાળકોના ઉપયોગનું આ પુસ્તક નથી. ઘડિયાળને લગતી સારી માહિતી આમાંથી મળે છે.



**ઘરમાં**

પૃષ્ઠ : ૩૬ કિં. ૦-૨-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આમાં ૬ વાચનપાઠ આપ્યા છે. વાંચવા ખાતર જ બાળક વાંચે તો રસ પડે. બાકી વાર્તારસ જેવું કંઇ નથી. છતાં બાળકો વાંચે તો વાચન કેળવાય.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ઘરમાં અને બહાર રમવાની રમતો**

પૃષ્ઠ : ૧૪૧ કિં. ૦-૧૨-૦
લેખક : હરરાય અમુલખરાય દેસાઇ
પ્રકાશક : ચંદુલાલ મણિલાલ પરીખ
—અમદાવાદ

લગભગ ૧૫૦ ઉપર રમતો આમાં આપી છે. આપણે ત્યાં બાળકોની પાસે રમતોની સંખ્યા ઘણી ઓછી છે. બાળકો પોતે, માબાપો, અને શાળાઓ આ પુસ્તકનો ઘણો સારો ઉપયોગ કરી શકે. આમાંની રમતો રસપ્રદ અને ગમ્મત પડે તેવી છે.

ભાષા સરળ છે વિષય રમતનો છે પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે



**ઘરમાં રમવાની રમતો**

પૃષ્ઠ : ૫૮ કિં. ૦-૪-૦
લેખક : ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે. ઘરમાં કે બહાર રમવાની રમતોની સંખ્યા આપણે ત્યાં ઓછી છે. આ ચોપડીમાંથી ઘરમાં બેઠે બેઠે રમી શકાય તેવી ઘણી રમતો શીખવા મળશે. પણ આ રમતો શિક્ષિત કુટુંબોનાજ ઉપયોગમાં આવે એવી છે. શાળાઓમાં આ ચોપડી ઉપયોગી થઈ પડશે.

બાળકો જાતે ઉપયોગ કરે એવું આ વાંચન નથી. બાળકોને રમુજ સાથે જ્ઞાન આપવા માટે શિક્ષકો તેમ વડીલો આ પુસ્તકનો જરૂર ઉપયોગ કરે.



**ચક્રવર્તી સનત્કુમાર**

પૃષ્ઠ : ૧૩ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

સનત્કુમાર રાજકુંવર છે. ખૂબ રૂપાળો છે. સોદાગરના તોફાની ઘોડા પર બેસી દૂર નીકળી જાય છે. આગળ જતાં તેને કેટલીક કુંવરીઓ પરણે છે. તેના રૂપથી દેવો પણ મોહે છે. છેવટે વિરાગી થાય છે. આમ જૈનદષ્ટિથી વાર્તા બાળકોને રૂચતી શૈલીમાં લખાઇ છે.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને વાંચવા આપી શકાય.



**ચણીબોર**

પૃષ્ઠ : ૧૭૫ (નાનાં) કિં. ૦-૫-૦
સંગ્રાહક: જુગતરામ ચીમનલાલ દવે
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ
—અમદાવાદ

બાળ વિદ્યાર્થીઓને ઉપયોગી કવિતાનો આ સંગ્રહ છે. તેના ત્રણ ભાગ પાડયા છે. પહેલામાં ૨૪, બીજામાં ૨૭ અને ત્રીજામાં ૨૬ કવિતાઓ જુના અને નવા કવિઓની છે. કવિતાઓની ચુંટણી ઉત્તમ છે. બાળવર્ગથી પાંચમા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરી શકે. વાચન તરીકે બીજા ધોરણથી ઉપયોગ થઇ શકે.

❧

**ચતુર બર્થોલ્ડ**

પૃષ્ઠ : ૧૦૦ કિં. ૦-૯-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

બર્થોલ્ડ નામનો ચતુર યુવક એક રાજાના દરબારમાં જઈ હાજરજવાબી અને ચાલાકીથી વિનોદ ખડો કરે છે બીરબલના જેવી જ રસિક વાતો સળંગ વાર્તારૂપે આપી છે બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય વિનોદી વાર્તાનો છે. પાંચમા ધોરણના બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ચતુરસિંગ**

પૃષ્ઠ : ૪૯ ( ડેમી ) કિં. ૦-૫-૦
લેખક : મંછારામ ઘેલાભાઇ
પ્રકાશક : ગુજરાતી પ્રિ. પ્રેસ
—મુંબઈ

આ હાસ્ય વિનોદની સળંગ વાર્તાનું પુસ્તક છે. સામાન્ય માણસોને રૂચે એવો શિષ્ટ અને હળવો વિનોદ આમાં છે. બાળકોને જરા તે ભારે પડે એમ લાગે છે. ભાષા પણ પ્રૌઢ છે. એટલે કિશોર સાહિત્યમાં લઈ શકાય.



**ચતુરો**

પૃષ્ઠ ૩૨ કિં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઈ. પટેલ
પ્રકાશક : પોતે
—મલાડ

એક શિયાળ છે, તેનું નામ પાડ્યું છે ચતુરો. તે પોતાના અમુક ભાઈબંધે આમ કર્યું અને અમુકે તેમ કર્યું એવી વાતો કહે છે. પ્રચલિત વાતોને તેમાં જોડી દીધી છે. સાહિત્યની દૃષ્ટિએ આવી ખીચડી યોગ્ય ન ગણાય ચોપડીનાં રૂપરંગ સારાં છે. ચિત્રો પણ ઠીક છે. બાળકોને વાચનમા રસ પડશે.

ભાષા સરળ છે વિષય પ્રાણીવાર્તાનો છે ત્રીજા ધોરણના બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ચંદનબાળા**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ચંદનબાળા એક રાજપુત્રી છે. દુશ્મન ચડી આવતાં રાજા-રાણી નાસે છે. ચંદનબાળા ચોરના હાથમાં પડે છે. ચોર તેને વેચવા બજારમાં ઊભી કરે છે. એક દયાળુ શેઠ તેને ખરીદીને પુત્રી ગણી પાળે છે. છેવટે ચંદનબાળા પવિત્ર જીવન ગાળી મોક્ષ પામે છે સરળ રીતે આ વાર્તા લખી છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય ભક્તિકથાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**ચંદન મલયાગિરિ**

પૃષ્ઠ : ૧૮ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ચંદન મલયાગિરિની વાર્તા પ્રસિદ્ધ છે. તેને બાળકોને રૂચે તેવી શૈલીમાં જૈન સંપ્રદાયનો પટ આપીને લખી છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

❧

**ચાર બાલ સંવાદો**

પૃષ્ઠ : ૪૨ કિં. ૦-૩-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મં.
—વડોદરા

આમાં ચાર સંવાદો આપ્યા છે. બાળકોને ભજવવા ગમે તેવા છે. સારું વાંચનારાં બાળકો વાચન તરીકે પણ વાંચીને વાર્તાનો આનંદ મેળવશે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. ચોથા અને પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.

❧

**ચાલણગાડી નાની**

પૃષ્ઠ : ૫૭ (નાનાં) કિં. ૦ ૧-૩
લેખક : ગિજુભાઇ અને જુગતરામ
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ
—અમદાવાદ

બાળવર્ગનાં બાળકોને રસ પડે, આનંદ મળે અને ગમે એવો આ વાચન-પાઠોનો સંગ્રહ છે. બાળવર્ગનાં બાળકો માટે આવું સુંદર વાચન બીજું ઘણું ઓછું હશે. અભ્યાસમાં ઘણો ઉપયોગી નીવડે.

બાળવર્ગનાં બાળકોને આપવુંજ જોઇએ એવું આ વાચન છે.



**ચાલણગાડી મોટી**

પૃષ્ઠ : ૧૨૦ (નાનાં) કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ અને જુગતરામ
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ
—અમદાવાદ

બાળવર્ગ પૂરું કરીને પહેલા ધોરણમાં ગયેલાં બાળકોને શરૂ શરૂમાં ખૂબ ઉપયોગી થઇ પડે એવો આ વાચનપાઠોનો સંગ્રહ છે. બાળવર્ગનાં આગળ વધેલાં બાળકો પણ ઉપયોગ કરી શકે. સંગ્રહ સરસ છે.

દરેક શાળામાં પહેલા ધોરણની શરૂઆતમાં અને બાળવર્ગને અંતે આ વાચન બાળકને અવશ્ય આપવું જોઇએ.



**ચાલો વાંચીએ**

પૃષ્ઠ : ૫૨ કિં. ૦-૨-૦
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

મોટી ઊમરનાં માણસોને અક્ષરજ્ઞાન આપવા માટે આ ચોપડી લખાઈ છે. બાળકો વાંચી જરૂર શકે પણ તેથી તે બાળસાહિત્ય ન કહેવાય.



**ચિઠ્ઠી પોથી**

પૃષ્ઠ : ૩૯ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નાના અને સરળ વાક્યોવાળા ૩૩ પાઠ આમાં આપ્યા છે. બાળકોને વાંચવા ગમશે. સાથે કંઇક બોધ પણ મળશે.

ભાષા સરળ અને સરસ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાચે.



**ચિત્ર રામાયણ** કિં. ૧૨-૦-૦

ચિત્રકાર : બાળાસાહેબ પંત
પ્રકાશક : પોતે

રામાયણના પ્રસંગો ત્રિરંગી ચિત્રમાં દોરીને પૂરૂં રામાયણ ચિત્રમાં ઉતાર્યું છે. ચિત્રો સુંદર છે. બાળકોને તે જોવાં ખૂબ ગમશે અને ચિત્રો પરથી તેની ટુંકી વાતો કહીને બાળકોને રામાયણની કથા કહી શકાશે.

બાળકો માટે વસાવવું જોઇએ.



**ચીડિયાખાનું** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

બાળકો પ્રાણીઓ જોવા બગીચામાં જાય છે. ત્યાં વાંદરૂં, રીંછ, ગેંડો, કાંગારૂ, વગેરે વન્ય પ્રાણીઓ જુએ છે. તેનું કથાનક શૈલીમાં વર્ણન લખ્યું છે. બાળકોને જરૂર ગમશે. પ્રાણીઓ વિષે જાણવાનું સારૂ મળશે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીવર્ણનનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.



**ચેલૈયો** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ચેલૈયો, કાચબો અને કાચબી, તથા માધાવાવની લોકવાર્તા એમ ત્રણ વાતો રસિક રીતે લખાઇ છે. બાળકોને ગમશે

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળક વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાચે.



**ચોગાંની ચતુરાઇ** | પૃષ્ઠ : ૪૪ | કિં. ૦-૪-૦
લેખક : નટુભાઈ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

શિયાળ, વાઘ, સિંહ, ઘોડો, ગધેડો, ઊંદર એવાં જાનવરો કેવી બુદ્ધિપૂર્વકની ચાલાકી વાપરે છે, તેના કિસ્સા આપ્યા છે. પ્રાણીજીવનનો બાળકોને એથી ખ્યાલ મળશે. બધા કિસ્સા રસિક છે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**છાણાં થાપી આવ્યાં** | પૃષ્ઠ : ૩૬ | કિં. ૦-૧-૬
લેખક : તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ચાર વાચનપાઠ આપ્યા છે. 'છાણાં થાપી આવ્યાં' અને 'આંબલી ઉપર' એ બંને વાતો બાળકોની પ્રવૃત્તિની છે. 'અમારો વિઠ્ઠલ ખીજાનો શી રીતે થાય ?' એ પણ બાળકોને વાંચવાનું ગમશે. ચોથી 'જોખતોલ ભાષા બોલ કલગ'ની છે. આમાંથી બાળકને ખૂબ સમજવાનું મળશે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચે તે ઇષ્ટ છે.



**છેટાં રે'જો, માબાપ!** | પૃષ્ઠ : ૪૦ | કિં. ૦-૧-૬
લેખક : રામભાઇ પાઠક
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આપણાં ઢેડ ભાઇબેનોને કેવી કનડગત થાય છે તેના કેટલાક પ્રસંગો આ ચોપડીમાં બાળભોગ્ય ભાષામાં આપ્યા છે. છેલ્લે કનકદાસ સાધુ અને નરસિંહ મહેતાના પણ પ્રસંગો આપ્યા છે.

ભાષા સરળ છે. વિષય સામાજિક છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી શકે પણ વિષય બીજા ધોરણનાં બાળકોને સ્પર્શે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.

❧

**છેલ્લો પાઠ** પૃ૪ : ૩૮ કિ. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

જાપાનના કામાચારૂ નામના દેશભક્ત શિક્ષક, તિબેટના થીઆસાં નામના ભૂગોળશિક્ષક અને ફ્રાન્સની એક શાળાના શિક્ષકની દેશપ્રેમની વાતો લખી છે. બાળકોને દેશપ્રેમના પાઠ શીખવે છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.



**જગડૂશાહ** પૃષ્ઠ : ૧૬ કિ. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

જગડૂશાહ એક સાહસિક અને પ્રતિષ્ઠિત વહેપારી હતા. તેમની સાહસિકતાના પ્રસંગો આમાં આપ્યા છે. બાળકોને રૂચે એવી શૈલીમાં સરસ વાત લખી છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**જય બજરંગ** પૃષ્ઠ : ૫૬ કિં. ૦-૬-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

વીર હનૂમાનનું ચરિત્ર બાળકોને રૂચે એ રીતે લખ્યું છે અને બાળકોને ગમશે પણ ખરૂં. જાતે સેવક બનવાની એક વાત આપણે નથી છોડી. કેટલીક પૌરાણિક વાતો અજ્ઞાનતાને લીધે ઊલટી રીતે મનાય છે. તે રીતે હનૂમાનને વાંદરૂં ગણી કાઢ્યાં છે. ખરૂં જોતાં એમ હોય જ નહિ. એટલે વાનર જાતના માણસ હતા એમ લખવું જોઇએ. તેને બદલે આ ચોપડીમાં વાંદરાની જાતમાં હનૂમાનને મૂકી દીધા છે. આવી ભૂલો હવે ન ચાલે. ચિત્રો જૂદાં છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

**જરાસંધ વધ** | પૃષ્ઠ : ૫૬ | કિં. ૦-૪-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : પોતે
—સુરત

એક અંકમાં છ પ્રવેશવાળું આ બાળનાટક છે. વાંચવામાં રસ પડે તેવું છે. કૃષ્ણ રાજસૂય યજ્ઞમાં હસ્તિનાપુર જાય છે, ત્યાંથી શરૂ થઈ જરાસંધને મારે છે એ પ્રસંગો દૃશ્યમાં વણ્યા છે. બધી ઉમ્મરનાં બાળકો ભજવી શકે.

પાંચમા ધોરણનાં બાળકો વાચન તરીકે ઉપયોગ કરી શકે.



**જરા હસો** | પૃષ્ઠ : ૩૫ | કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

કેટલીક વાર્તાઓ એવી હોય છે, કે તેની કહેવાની અને લખવાની ઢબમાં ફેરફાર ન કરીએ તો બાળકોને તે આકર્ષી ન શકે. આ પુસ્તકમાં આપેલી વાતો પણ બાળકોને ગળે નહિ ઊતરે. એની લખાવટ એવી છે. પહેલા ધોરણનાં બાળકો સમજે તેવી ભાષા છે. તે ન વાંચી શકે તો બીજા ધોરણનાં બાળકોને વંચાવી જોવી. બાળક વાર્તાનો આનંદ લે છે કે નહિ, તે તરત સમજાશે. સમજણાં બાળકોને ઘણો આનંદ મળશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી લેશે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.



**જંબુસ્વામી** | પૃષ્ઠ : ૧૬ | કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
— અમદાવાદ

જંબુસ્વામી એક ધનાઢ્યના પુત્ર હતા. તેમણે નાની ઊમરમાં દીક્ષા લીધી. તેમનું જીવનચરિત્ર આ ચોપડીમાં આપ્યું છે. જૈન બાળકોને તે વધારે રૂચે એવું છે. છતાં ઈતરધર્મી બાળકો પણ રસથી વાંચશે.

ભાષા સરળ છે. વિષય ધર્મકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**જાતક કથાઓ**

પૃષ્ઠ . ૧૩૨ (ડેમી) કિં. ૦-૮-૦
લેખક . હન્ભાઈ
પ્રકાશક : શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

બુદ્ધ ભગવાનના નામે સંગ્રહિત જાતક કથાઓની ઉપદેશક વાતોનો આ સંગ્રહ છે. દરેક વાતમાથી કંઇ ને કંઇ ઉપદેશ મળે છે અને રસ પણ પડે છે. વાચન કિશોર સાહિત્યને યોગ્ય ગણી શકાય. બાળસાહિત્યમા જરા ભારે પડે.



**જાતક કથાઓ ભાગ ૧ લો**

પૃષ્ઠ ૭૫ કિં. ૦-૧૦-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : બાલોદ્યાન કાર્યાલય
—વડોદરા

ભગવાન બુદ્ધના ઉપદેશની પૌરાણિક ઢબની વાર્તા જાતક કથાઓ નામે પ્રચલિત છે. તેમાંની બોધક અને રસિક વાતો બાળકો માટે આમાં લખી છે. કુલ ૧૬ વાતો છે. ચિત્રો પણ સારાં છે. બાળકોને આનંદ આપશે

ભાષા સરળ છે. વિષય નીતિવાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાચી શકશે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાચવા આપવુ

**જાદુઇ જમરૂખ**

પૃષ્ઠ : ૧૪ કિં.... ..
લેખક : ......
પ્રકાશક · ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

અંગ્રેજી ઉપરથી આ નાનકડી વાર્તા લખી છે. પરી આકાશમાં ઊડે છે. તેની જન્મગાઠ છે. એક જમરૂખ નીચે ફેંકે છે જે ખાય તે ધારે તે થાય. તેને બે ત્રણ જણ ખાય છે અને ધારે તે પ્રમાણે થાય છે. ચમત્કારી અને મિથ્યા વાતોનો સદંતર બહિષ્કાર થવો જોઇએ. બાળકોના મન પર અનિષ્ટ અસર કરે છે. છતાં આ ચોપડીમાં અતિપણું નહિ હોવાથી ચલાવી લેવાય.

લખાવટ સરળ અને રસિક છે વિષય વાર્તાનો બીજા ધોરણના બાળકો વાચે.

જાદુઈ દીવો | પૃષ્ઠ : ૨૭ | કિં. ૦-૧-૦
--- | --- | ---
 | લેખક : બીરબલ હ. મહેતા |
 | પ્રકાશક : પોતે |
 | —સુરત |

અલાઉદીનના જાદુઈ દીવાની અલિફ લયલામાંની વાર્તા આમાં આપી છે. વાર્તા રસિક છે. ભાષા સરળ છે. વિષય જાદુઈ વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે.

જાદુ અને ચમત્કારની આ ગુંથણી બાળકોને તરંગી બનાવી મૂકે એવો ડર ખરો. એમને આવી વાતો વાંચવાની ભલામણ તો ન જ કરી શકાય.



જાદુઈ બાગ | પૃષ્ઠ : ૧૪૪ (નાની) | કિં. ૦-૮-૦
--- | --- | ---
 | લેખક : કૃષ્ણપ્રસાદ ગિ. ભટ્ટ |
 | પ્રકાશક : જીવણલાલ અ. મહેતા |
 | —અમદાવાદ |

અંગ્રેજી " મેજિક ગાર્ડન " નામક બાળવાર્તાનો આ અનુવાદ છે. નામ પ્રમાણે જાદુ, ભૂત, ડાકણ કે એવા અનુચિત પાત્ર-પ્રસંગો આમાં નથી. બાળકોને રસ પડે અને કંઈક જ્ઞાન મળે એવી રીતે પરીકથા શૈલીની આ રસિક વાર્તા છે. આવી રીતની વાર્તાઓને બાળકો માટે યોગ્ય પરીકથા કહી શકાય.

ભાષા સરળ છે. વિષય પરીકથાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



જાદુઈ હાર | પૃષ્ઠ : ૩૬ | કિં. ૦-૪-૦
--- | --- | ---
 | લેખક : ચીમનલાલ પ્રાણલાલ ભટ્ટ |
 | પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર |
 | —સુરત |

એક રાજા છે. તેનો મૂગટ ગૅબ થાય છે. તે લેવા એક માણસ રાક્ષસ પાસે જાય છે જાદુ થાય છે. ચમત્કાર બને છે. આ વાર્તા બાળકોના મન પર ખોટી અસર સિવાય બીજી કોઈ જ સારી વાતનો પ્રભાવ નહિ પાડે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચશે. વિષય જાદુ વાર્તાનો છે.



**જાવડશા** પૃ૪ : ૩૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

જાવડશા મહુવાના રાજા હતા. સંયોગવશાત્ તેમને દુશ્મનોના હાથમાં ફસવું પડયું. ત્યાંથી છૂટીને ફરી મહુવા સર કર્યું. જૈન બાળકો માટે આ વાર્તા લખાઈ છે. ઇતર બાળકોને પણ રસ પડશે. રસિક ચારિત્ર્યવાર્તા છે.

ભાષા સરળ છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

✤

**જાંબુડાં અને બાની રામકથા** પૃષ્ઠ : ૫૨ કિં. ૦-૩ ૬
લેખક : શાંતિલાલ સારાભાઇ ઓઝા
પ્રકાશક : પોતે
— વડોદરા

છોકરાં અને બા વચ્ચે વાતો થાય છે. બા રામની વાર્તા કહે છે. આ વાચન બાળકોને રૂચશે નહિ. લેખકોએ સમજવું જોઇએ કે આપણે કાનાં કાઢીએ તે બાળકો માટેનું સાહિત્ય ન કહેવાય. છતાં બાળકો વાંચે ખરાં.

ભાષા સરળ છે. વિષય વાચનનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

✤

**જીનમતી** પૃષ્ઠ ૧૬ કિ. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

જીનમતી એક રૂપવતી કન્યા છે. તેના પર મોહિત થઈ એક જુવાન પરણે છે. તે જીનમતી પર તેના પતિનો એક મિત્ર મોહ પામે છે. આ રીતની વાર્તા બાળકો વાંચે એ યોગ્ય નથીજ.

બાળકો આ ચોપડી ન વાંચે એજ ઉત્તમ છે.

✤

**જુગતરામના પાઠો** પૃષ્ઠ : ૪૨ કિં. ૦-૧-૬
લેખક : જુગતરામ દવે
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

જુદા જુદા વિષયના ૧૬ નાના મોટા પાઠો અહીં આપ્યા છે. બાળકોને વાચનમાં રસ પડે તેવી ઢબે લખ્યા છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગનાં અને પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**જોડકણાં** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : .... .
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

૮૮ જોડકણાં આ ચોપડીમાં આપ્યાં છે. બધાં જ પ્રચલિત છે. બધી ઉમ્મરનાં અને વર્ગનાં બાળકો વાંચીને વિનોદ કરી શકે તેમ છે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. ભાષા દ્દષ્ટિએ બાળવર્ગ અને પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**જૈન તીર્થોનો ટુંક પરિચય ભાગ ૧ લો** પૃષ્ઠ : ૨૮ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટોકરશી શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

હિંદમાંનાં પ્રસિદ્ધ જૈન તીર્થસ્થાનોનો ટુંક પરિચય અને માહિતી આમાં આપ્યાં છે. કિશોર વિદ્યાર્થી વાંચી શકે એવી આ ચોપડી છે. બાળકો ઉપયોગ કરશે નહિ. છતાં બાળ પુસ્તકાલયમાં આ ચોપડી હોય તો સારું ખરું. આવું સાહિત્ય ઓછું છે. શાળાઓમાં તો જરૂર હોવું જોઈએ.



**જૈન તીર્થોનો ટુંક પરિચય ભા. બીજો** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટોકરશી શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

પહેલા ભાગની પૂર્તિ રૂપે બાકીનાં જૈન તીર્થોનો આમાં પરિચય છે. કિશોર વિદ્યાર્થીને ઉપયોગી આ ચોપડી છે. છતાં બાળ પુસ્તકાલયોમાં સંગ્રહવા જેવી છે.



**જૈન સાહિત્યની ડાયરી**

પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટોકરશી શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

જૈન સાહિત્ય કેટલું અને કેવું છે, તેની ટુંક માહિતી આમાં આપી છે. પણ ચોપડી બાળકો ઉપયોગ કરે તેવી નથી. વાચન જરા ભારે છે. કિશોર વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી છે.

*

**ટચુકડી સો વાતો**

પૃષ્ઠ : ૧૮૭ કિં. ૧-૦ ૦
લેખક : હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા
પ્રકાશક : પોતે
—વડોદરા

ટુંકી ટુંકી સો પ્રચલિત વાતોનો આ સંગ્રહ છે. બાળ સાહિત્યની વિચાર–પૂર્વકની લેખનપ્રવૃત્તિ જે વખતે નહોતી તે વખતે સ્વ૦ હરગોવિંદદાસ કાંટાવાળાએ ગુજરાતનાં બાળકો અને વિદ્યાર્થીઓને આ ભેટ આપી છે. એટલે ભાષાનું ધોરણ બાળભોગ્ય નથી રહ્યું. છતાં વાચન સરળ છે. વાર્તાઓ રસિક અને બોધક પણ છે. કેટલીક વાર્તાઓ એવી પણ છે કે જે મોટાના ખરની ગણાય. એકંદરે સંગ્રહ ઉત્તમ છે. બાળકોને જરૂર આપવી જોઇએ.

ભાષા ઠીક ગણાય. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

**ટચુકડી બીજી સો વાતો**

પૃષ્ઠ : ૧૪૬ કિં. ૧-૦-૦
લેખક : હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા
પ્રકાશક : પોતે
—વડોદરા

આ બીજી સો ટચુકડી વાતો છે. પહેલા ભાગ જેવીજ રસિક અને બોધક છે. બાળકોને બોધ સાથે આનંદ મળશે. સારૂં વાચનારાં બધાં ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

ભાષા ઠીક છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

*

**ટચુકડી ત્રીજી સો વાતો**

પૃષ્ઠ : ૧૮૯ કિં. ૧-૦-૦
લેખક : હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા
પ્રકાશક : પોતે
—વડોદરા

આ ત્રીજી સો વાતોનો સંગ્રહ છે. વાર્તાઓ ટુંકી, રસિક તથા બોધક છે. બધાંજ હોશિયાર બાળકો ત્રીજા ધોરણથી માંડીને વાંચી શકે. બાળકોને ખૂબ આનંદ આપશે.

ભાષા ઠીક છે. વિષય વાર્તાનો છે. ચોથા અને પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ટચુકડી ચોથી સો વાતો**

પૃષ્ઠ : ૨૩૬ કિં. ૧-૦-૦
લેખક : હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા
પ્રકાશક : પોતે
—વડોદરા

આમાંની સો વાતો ટુંકી, રસિક, બોધક અને આનંદજનક હોઇ બાળકોને ખૂબ ગમશે. ભાષા છે હળવી પણ કેટલાક શબ્દો અઘરા આવી જાય છે અને કટાક્ષ પણ મોટાં સમજી શકે તેવો હોય છે. છતાં બાળકોને તેમાંથી આનંદ તો જરૂર મળશે. આ વાર્તાઓ નવી ઢબે ફરીને લખાય તો ઘણુંજ ઉત્તમ.

ભાષા ઠીક છે. વિષય વાર્તાનો છે. ચોથા અને પાંચમા ધોરણનાં બાળકો વાંચે.



**ટચુકડી પાંચમી સો વાતો**

પૃષ્ઠ : ૨૫૫ કિં. ૧-૦-૦
લેખક : હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા
પ્રકાશક : પોતેજ
—વડોદરા

આ પુસ્તકમાં પાંચમી સો વાતો આપી છે તે રસિક, વિનોદી અને બોધક છે. બાળકોને ખૂબ ગમશે. આવી વાતો થોડુંક ભણેલી કે સારૂં ભણેલી સ્ત્રીઓને પણ વાંચવા જેવી છે.

ભાષા ઠીક છે. વિષય વાર્તાનો છે. ચોથા પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ટચુકડી છઠ્ઠી સો વાતો**

પૃષ્ઠ : ૧૫૪ કિં. ૧-૦-૦
લેખક : હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

હોશિયારીની, ચાતુરીની, વિનોદની ઉપદેશની અને નીતિની એમ વિવિધતાવાળી ૧૦૦ વાર્તાનો આ છઠ્ઠો સંગ્રહ છે. બાળકોને વાંચવી ગમશે. ભાષા અને લખાવટ જૂની ઢબની છે. છતાં વાચન રસિક છે.
ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાંચે.



**ટપાલની પેટી**

પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૨-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નાના નાના કાગળો આમાં છાપ્યા છે. આવું વાચન કેવળ વાચનશોખ ધરાવતાં બાળકો જ વાંચે, તે તે પણ બાળવર્ગનાં જ. છતાં આની ભાષા બાળવર્ગ માટેની નથી એટલે આવું વાચન પાઠ્યપુસ્તક ન બને ત્યાં સુધી સ્વેચ્છાએ બાળકો નહિ વાંચે છતાં બાળકોના હાથમાં જરૂર મૂકવાં જેવું. તે વાંચશે તો પત્ર લખવાની ઢબ તો જાણશેજ.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. પહેલા અને બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાચે.



**ટહૂકા**

પૃષ્ઠ : ૧૪ કિં. ૦-૫-૦
લેખક : દેશળજી પરમાર
પ્રકાશક : પોતે
—સલાપોસરોડ–અમદાવાદ

૧૪ જોડકણાંનો આ સંગ્રહ છે. એક પાનામાં એક જોડકણું છે સાથે સુંદર ચિત્ર છે. આ જાતનાં ગીત સંગ્રહોની ઘણી જરૂર છે. પણ આ ગીતોમાં ભાવ-અર્થ ભાષા કશાનો મેળ નથી. એટલે બાળકોને બહુ રસ નહિ પડે. છતાં સુંદર છે. બાળકો ઉપયોગ કરે એમ ઇચ્છીએ.

ભાષા સુમેળ છે. વિષય ગીતનો છે. ચોથા ધોરણનાં બાળકો ઉપયોગ કરે વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ટૂચકા સંગ્રહ** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

વિનોદી વાતોના ટૂચકા આમાં આપ્યા છે. બાળકોને બે ઘડી વિનોદ કરાવશે.
ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. પહેલા અને બીજા ધોરણના વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ટોલસ્ટોયની ત્રણ વાર્તાઓ** પૃષ્ઠ : ૯૬ કિં. ૦-૫-૦
લેખક : ......
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

જગપ્રસિદ્ધ માનવપ્રેમી ટોલસ્ટોયની ત્રણ નીતિકથાઓ સરળ રીતે બાળભોગ્ય શૈલીમાં અહીં આપી છે. આવી વાતો મન પર ઘણી સારી અસર ઉપજાવે છે. વાર્તાઓ રસિક પણ એટલી જ છે. બાળકો આવું સાહિત્ય વાંચે એ હિતકર છે.
ભાષા સરળ છે. વિષય નીતિકથાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ઠંડા પહોરની વાતો** પૃષ્ઠ : ૨૧૭ કિં. ૧-૦-૦
લેખક : છગનલાલ વિ. રાવળ
પ્રકાશક :

આ ચોપડીમાં પ્રચલિત અને લિખિત એવી ૫૬ નાની મોટી વાતો આપી છે. બધી વાતો રસપ્રદ અને બોધક પણ છે. બાળકોને વાંચવી ગમશે. ભાષા જરા નબળી છે, છતાં ચલાવી લેવાય. ૯ મી વાર્તા "**દુરાચારી ધણીથી કંટાળેલી સ્ત્રી**" બાળકોને ન વંચાવાય તેવી છે. આવી વાતો બાળકો માટે ન લખાવી જોઇએ.
ભાષા સાદી છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે.



**ડાહ્યું કોણ ?** પૃષ્ઠ : ૪૪ કિં. ૦-૩-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : પોતે —સુરત

અભણ એદતો કેમ બોલવું તે જાણતા નથી. તેઓ રાજા પાસે જાય છે. જેમ

તેમ બોલે છે. રાજા બધાને કેદમાં નાખે છે. આ પ્રચલિત લોકવાર્તાને સંવાદના રૂપમાં ગોઠવી છે. ભજવાય તો બાળકોને મઝા પડે તેવી છે. ભાષા સરળ અને સહેલી છે વાચન માટે લખાતા સંવાદમાં ભાવની સૂચનાઓ ન હોવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય વિનોદી સંવાદનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશાલીથી ઉપયોગ કરે.



**ડોશીમાની વાતો**

પૃષ્ઠ : ૧૧૩ કિં. ૦-૮-૦
લેખક : ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
—રાણપુર (કાઠિયાવાડ)

પ્રચલિત ૧૫ વાર્તાનો આ સંગ્રહ છે. જૂનવાણી સ્વરૂપના અસંભવ પ્રસંગો અને મિથ્યાતત્ત્વથી ગુંથાઇ છે. અદ્દભુતતાથી બાળકોને રસ પડશે એટલુંજ. કેટલીક વાતોમાં ઘૃણાજનક પ્રસંગો છે. છતાં લેખકે વાર્તાની મર્યાદા સાચવી છે, એટલે બાળકો વાંચી શકે.

ત્રીજા ધોરણના બાળકો વાંચી શકશે.



**તક્ તક્ તરૂરૂ**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : મોંઘીબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
— ભાવનગર

ત્રણ વાર્તાઓ આ પુસ્તકમાં છેઃ બે વિનોદી છે અને છેલ્લી દાનેશ્વરી રાજાની છે. ત્રણેય વાતો બાળકોને આનંદ આપશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચે.



**તાર્કિક બોધ**

પૃષ્ઠ : ૮૩ કિં. ૦-૪-૦
લેખક : કવિ દલપતરામ ડાહ્યાભાઈ
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

નીતિવિષયક ૧૫ વાતો આપી છે. આ પુસ્તક બાળસાહિત્યમાં આવે તેવું નથી. કિશોરસાહિત્યમાં લઇ શકાય.



**તારા મંડળ** પૃષ્ઠ : ૯. કિં. ૦-૯-૦
લેખક :
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી
—આણંદ

જુદા જુદા લેખકોની ૧૯ વાર્તાઓનો આ સંગ્રહ છે. નાની નાની બાળવાતો સરળ અને બાળભોગ્ય ભાષામાં લખાઇ છે. બાળકોને રસ પડે તેવી છે. ચિત્રો પણ ઠીક છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**તિરંદાજ** પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

વિલિયમ ટેલ એ તિરંદાજઃ હેન્સ નામનો યુવક, જેણે જનહિત ખાતર જાન જોખમમાં નાખ્યોઃ પૉલ, જે દુશ્મનોને શરણે ન થતાં તોપને મોંએ બંધાયોઃ અને કોરિયાનાં દેશભક્ત બાળકોઃ એમ ચાર વાતો સરસ રીતે અહીં લખી છે. આવી વાતો બાળકોને જરૂર વાંચવા આપવી.

ભાષા સરળ અને સુવાચ્ય છે. વિષય ચરિત્રનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને અવશ્ય વાંચવા આપવું.



**તિરંદાજ** પૃષ્ઠ : ૧૫ કિં. ૦-૦-૩
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : વસંત બાલશિક્ષણ પ્રચાર
—ભાવનગર

વિલિયમ ટેલ પ્રસિદ્ધ બાણાવળી હતો. સાથે દેશભક્ત પણ હતો. તેણે દેશ ખાતર પોતાના પુત્રના પ્રાણની પણ આહુતિ આપવાની તૈયારી બતાવી હતી. આ કથા સરસ લખાઈ છે. બાળકોને આવાં ચરિત્રો ખૂબ ગમે છે અને વંચાવવાં પણ જોઇએ.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**તોફાની ટીપુડો** પૃષ્ઠ : ૫૬ કિં ૦-૬-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત

અંગ્રેજીના લેખકનું નામ આપ્યા વિના અનુવાદ કરેલી આ વાર્તા છે. સરસ છે. ત્રણ કૂતરા ગેલગમ્મત કરે છે. રસિક રીતે તેવા પ્રસંગો લખ્યા છે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

**ત્રિવેણી અને બીજાં ત્રણ બાલનાટકો** પૃષ્ઠ : ૮૮ કિં. ૦-૫-૦
લેખક : યશવંત પંડ્યા
પ્રકાશક : પોતે —અમદાવાદ

આમાં ચાર સંવાદો છે. નાટક જેવું એમાં કંઇ નથી. ભજવવામાં આ સંવાદો કંઇક રસ જમાવી શકે તો તે જોવાનું. બાકી વાચનમાં તો ચાલે એમ નથી. બાળકો ભજવવામાં આનો ઉપયોગ કરી શકે. સંવાદો પ્રાસંગિક છે. " આજે દીવાળી " " હોળીનું નાળિયેર " " ધણી વિનાનાં " અને " ત્રિવેણી ". બધાંમાં પાત્રો બાળક અને વડીલો પણ છે.

*

**થીઆસાં** પૃષ્ઠ : ૧૮ કિં. ૦-૦-૩
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : વસંત બાલ શિક્ષણ પ્રચાર —ભાવનગર

થીઆસાં તિબેટનો ભૂગોળશિક્ષક હતો. તેણે દેશપ્રેમમાં જ મસ્ત બની જીવન વીતાવ્યું. તેની કથા બાળકોને વાંચવી ગમે તેવી રીતે લખાઇ છે. ખરું તો આવાં ચરિત્રો જરા વધારે પ્રૌઢ ભાષામાં કિશોર વિદ્યાર્થી માટે લખાવાં જોઇએ. આમાંનું વસ્તુ અને ઉદ્દેશ જોઇએ તેટલાં બાળભોગ્ય નહિ બની શકે. છતાં વાચન બાળકો માટે ઉત્તમ છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે પાંચમા ધોરણનાં બાળકો વાંચે.

*

**દગો** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : પોતે —સુરત

રોમન લોકો જૂલમી સીઝરને મારવા એકઠાં થઇ કાવત્રું કરે છે અને સભામાં

તેને મારે છે. આ પ્રસંગને સંવાદમાં યોજ્યો છે. સંવાદ બાળભોગ્ય નથી. તેને બદલે વાર્તા લખી હોત તો વધારે રસપ્રદ બનત. બાળસાહિત્યમાં લઈ શકાય નહિ.

❧

**દમયંતી** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૪-૦
લેખક : મહાશંકર લ. ભટ્ટ
પ્રકાશક : પોતે —વડોદરા

દમયંતીની આ પૌરાણિક વાર્તા સાદી રીતે લખી છે. આ વસ્તુ જ એવું છે કે બાળકોના ખરતું ન ગણી શકાય. વળી લખાવટ અને રજુઆત બાળભોગ્ય નથી. એને બાળસાહિત્યમાં ન ગણી શકાય.

❧

**દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી** પૃષ્ઠ : ૧૫૨ કિં. ૦-૩-૦
લેખક :
પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય —અમદાવાદ

આ પુસ્તકને બાળ સાહિત્યમાં સ્થાન આપી ન શકાય. બાળકોના ઉપયોગનું નથી. રસિક અને બોધક નવલકથા છે. સ્ત્રીઓને માટે ઉપયોગી વાચન છે.

❧

**દલપત સતશાહી** પૃષ્ઠ : ૭૧ કિં. ૦-૫-૦
લેખક : દલપતરામ ડા. કવિ
પ્રકાશક : જીવનલાલ અ. મહેતા —અમદાવાદ

આ ચોપડીમાં ઉદાહરણમાં ઉપયોગ કરી શકાય એવા નીતિબોધક ૭૦૦ દોહરા આપ્યા છે. આ ચોપડી બાળકોના ઉપયોગની ન ગણાય. કિશોરો માટે ચાલે.

❧

**દાદાજીની તલવાર** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

દાદાની તલવાર વિષે ઘરનાં બાળકોને પોતાના વડદાદા કેવા બહાદુર હતા તે

એક પિતા સરસ રીતે કહે છે. મચ્છીમાર ભાંગેલા પૂલ પર આવતી ગાડીને રોકે છે એ સુંદર વાત છે. એવી ૫ વાતો આપી છે. બધી જ વાતો બાળકોને ગમશે.

ભાષા સરળ છે વિષય વાર્તાનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.

❧

**દાદાજીની વાતો**

પૃષ્ઠ : ૧૧૫ ક્િં. ૦-૮-૦
લેખક : ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
—રાણપુર-( કાઠીયાવાડ )

શૈલી અને ભાષા બાળસાહિત્યનાં નથી. એટલે આ પુસ્તકને બાળસાહિત્યમાં સ્થાન ન મળે. બાળકો વાંચી પણ ન શકે.

❧

**દાદા દર્શને**

પૃષ્ઠ : ૩૨ ક્િં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આમાં ૯ શબ્દચિત્રો આપ્યાં છે. તે બાળકોને વાચન તરીકે રસ પેદા કરે એવાં છે. દાદા, કાશીમાશી, હીરાકાકા, મોહનમામા, બા, ફોઈબાણુ, ડોશામા, વીજુભાભી અને નંદુબાઃ આ શબ્દચિત્રનાં પાત્રો છે.

ભાષા સરળ છે. વિષય શબ્દચિત્રનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને વાંચવા આપીએ.

❧

**દુહા અને સોરઠા**

પૃષ્ઠ : ૩૬ ક્િં. ૦ ૧-૬
લેખક :
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિ-
—ભાવનગર

નીતિ અને શિખામણ સાથે કંઈક જ્ઞાન આપે એવા સરળ દુહા અને સોરઠા આ ચોપડીમાં સંગ્રહ્યા છે. ઘણા પ્રચલિત છે. બાળકોને વાંચવા ગમશે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. આમ તો બધાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**દેવળદેવી** પૃષ્ઠ : ૧૮૬ કિં. ૦-૮-૦
લેખક : ભીમરાવ ભોળાનાથ દીવેટિયા
પ્રકાશક : તેમનાં સંતાનો
—અમદાવાદ

આ ઐતિહાસિક નાટક છે. બાળભોગ્ય નથી અને બાળકો માટે લખાયું પણ નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.



**દેવી દુર્ગાવતી** પૃષ્ઠ : ૧૩ કિં ૦-૪-૦
લેખક : મહાશંકર લલ્લુભાઈ ભટ્ટ
પ્રકાશક : પોતે
—સોખડા (તા. વડોદરા)

દુર્ગાવતી ચંદેલા વંશની રાજકુંવરી હતી. તે ગઢમંડલના દલપતશાહ સાથે પરણી હતી. વિધવા થતાં અકબરના એક સરદારે તેનું રાજ્ય પડાવી લેવા ચડાઈ કરી. તેમાં દુર્ગાવતીએ અજબ વીરતા દાખવી. આ કથા ટુંકાણમાં લખી છે. આવું વાચન રસિક રીતે લખાય તો લોકોને આપણા શૌર્યનો ઇતિહાસ વાંચવામાં રસ પડે. સં. ૧૯૬૩ માં આ ચોપડી છપાઈ છે, એટલે જૂની થઈ ગણાય. ભાષા શૈલી બાળકોનાં બરનાં નથી. કિશોર સાહિત્યમાં લઈ શકાય.



**દેશ દેશની અદ્ભુત વાતો** પૃષ્ઠ : ૧૨૮ કિં. ૦-૧૦-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

જુદા જુદા દેશની ૧૩ વાતો આમાં આપી છે. બધી જ વાતો બાળકો રસથી વાંચે તેવી છે. તેમાં કેટલીક જાદુ, રાક્ષસ અને ચમત્કારની છે. પણ તેને મહત્ત્વ નહિ મળ્યું હોવાથી ચલાવી લેવાય. છતાં ઝેર તે ઝેર.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



**દેશ દેશની દંતકથાઓ** પૃષ્ઠ : ૭૧ કિં. ૦-૮-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બૂક ડીપો —મુંબઈ

આ ચોપડીમાં દસ વાતો છે. બધી જુદા જુદા દેશની દંતકથાઓ છે. તેમાં અંગ્રેજી કથા 'બહાદુર જેક' નકામી છે. મિથ્યા ચમત્કારવાળી છે. અંગ્રેજીમાં આવી જ વાતો વધારે છે. બાકીની વાતો રસિક છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય ૭ મી વાર્તા છોડીને નિર્દોષ છે. બાળકો વાંચી શકે.



**દેશ દેશની માર્મિક વાતો** પૃષ્ઠ : ૯૬ કિં. ૦-૬-૦
લેખક : હરિલાલ માણેકલાલ દેસાઇ
અને
કલ્યાણરાય નથુભાઇ જોષી
પ્રકાશક : મોહનલાલ મનસુખરામ શાહ
—વડોદરા

આ પુસ્તકમાં રમુજ અને વિનોદ આપે તેવી ટુંકી ટુંકી વાતો છે. ભાષા ઘણી જ સાદી છે. બાળકો વાંચી શકે પણ તેમાં રહેલો વિનોદ કે કટાક્ષ બારે હોવાથી બાળકો તે સમજી શકશે નહિ. એટલે તેમને મઝા નહિ પડે કિશોર વિદ્યાર્થીઓ સારો લાભ લઇ શકે. માટે કિશોરસાહિત્યમાં આ પુસ્તકને ગણવું જોઇએ.



**દેશ દેશની રસમય વાતો** પૃષ્ઠ : ६४ કિં. ૦-૬-૦
લેખક : હરિલાલ માણેકલાલ દેસાઇ
અને
કલ્યાણરાય નથુભાઇ જોષી
પ્રકાશક : મોહનલાલ મનસુખરામ શાહ
—વડોદરા

અંગ્રેજી પત્રોમા વિનોદી ટુચકાઓ આવે છે. તેમાંના ઘણાખરાનો અનુવાદ આ ચોપડીમાં આપ્યો છે. ભાષા અને લખાવટ એવા પ્રકારના છે કે બાળકો તેમાનો વિનોદ સમજી શકે નહિ. કિશોર સાહિત્યમાં આ પુસ્તકને મૂકી શકાય.



**દેશ દેશની વીરકથાઓ ભા. ૧ લો** પૃષ્ઠ ૧૨૫ કિ. ૦-૧૨-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

દેશ પરદેશના પ્રસિદ્ધ પુરુષોના વીરતાભર્યા ૧૨ પ્રસંગો આ પુસ્તકમાં લખ્યા

છે. બધાજ રસિક અને વાંચવા ગમે તેવા છે. બાળકોને આવા પ્રસંગોવાળું વાંચન ઘણું જ ગમશે અને તેમના ચારિત્ર્ય પર સુંદર અસર કરશે.

ભાષા સરળ છે. વિષય જીવનચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

❀

**દેશ દેશની વીરકથાઓ ભા. ૨ જો** પૃષ્ઠ : ૧૭૦ કિં. ૧-૦-૦

લેખક : રમણલાલ ના. શાહ

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

—અમદાવાદ

પહેલા ભાગની પેઠે આ બીજા ભાગમાં પણ દેશ પરદેશના ૨૦ કિસ્સા આપ્યા છે. તેમાંથી બાળકો સાહસ, વીરતા અને દૃઢતાનું રસપાન કરશે. આવું વાચન બાળકો વાંચે એ વિશેષ જરૂરનું છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે.

❀

**દેશને ખાતર** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૦

લેખક : જે. છ. ચોધરી

પ્રકાશક : પોતે

—સુરત

એથેન્સ નગરના એક વીર દેશભકતની કથા સંવાદ રૂપે યોજી છે. રચના અને લખાવટ રસિક છે. પણ ભાષા જરા ભારે, અને સંવાદનું સ્વરૂપ અઘરૂં છે એટલે કિશોર સાહિત્યમાં લઇ શકાય. બાળસાહિત્યમાં ન ચાલે.

❀

**દેશી રમતો** પૃષ્ઠ : ૧૩૨ કિં. ૦-૮-૦

લેખક : છત્રપતિ હરિપ્રસાદ ડાહ્યાભાઈ

પ્રકાશક : પોતે

—અમદાવાદ

લગભગ ૨૯ દેશી રમતો આમાં આપી છે. આપણે ત્યાં રમતોને સ્થાન જોઇએ તેવું નહિ મળ્યાથી રમતોના પ્રકાર પણ ઓછા પ્રચલિત છે. આવાં પુસ્તકો શાળાઓને ઘણુંજ ઉપયોગી થઇ પડે.

ભાષા સરળ છે. વિષય રમતનો છે. બાળકો કરતાં વડીલો ઉપયોગ કરીને બાળકોને રમતો શીખવી શકે.

❀

**દેવકથાઓ ભાગ પહેલો**

પૃષ્ઠ : ૭૫ કિં. ૦-૬-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

ભાષા અને શૈલીની દૃષ્ટિએ આ પુસ્તક કિશોર વિદ્યાર્થી (માધ્યમિક શાળાના) માટે છે. બાળસાહિત્યમાં આવી શકતું નથી.

૦

**( શ્રીમદ્ ) દેવચંદ્રજી**

પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩
લેખક : નાગકુમાર મકાતી
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

એક જૈન આચાર્યનું આ સુંદર જીવનચરિત્ર છે. પણ ભાષા અને શૈલી બાળકો માટે જરા અઘરાં ગણાય. છતાં જૈન બાળકો અથવા વધારે સારું વાંચી શકતાં બાળકો વાંચી શકે. કિશોરસાહિત્યમાં ગણવું જોઇએ.

**દ્રૌપદી**

પૃષ્ઠ : ૨૮ કિં. ૦-૧-૩
લેખક : કેશવલાલ ડોસાભાઇ દેસાઇ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

દ્રૌપદીનું આ જીવનચરિત્ર છે. બાળકો વાંચે તેવું નથી. સમજણી કન્યાઓ અને સ્ત્રીઓને વધારે ઉપયોગી ગણાય. કિશોરસાહિત્યમાં ગણાય તેવું છે.

**ધન્ય અહિંસા**

પૃષ્ઠ : ૧૫ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

એક માછીમાર છે. તે કંટાળીને જંગલમાં નાસી જાય છે. ત્યાં રાજાની એક કુંવરી એને મળે છે. તેની સાથે તે પરણે છે. પછી એક રાજાને ત્યાં રહે છે. ત્યાંથી કામસર લંકા જાય છે. રાજા સ્ત્રી પર કુડી નજર કરે છે. માછીમાર આવી જાય છે, સાથે એક કુંવરી પરણતો આવે છે.

આ રીતની વાર્તા બાળકોને ન આપવી જોઇએ. વચ્ચે કામાતુર અને એવા બીજા કેટલાક બાળકોને ન સંભળાવવા જેવા શબ્દો પણ આવી ગયા છે.

ધન્ય એ ટેક
પૃષ્ઠ : ૧૮ કિં. ૦-૧-૩
લેખક : કેશવલાલ ડોસાભાઇ દેસાઇ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

આ જૈન પૌરાણિક ચરિત્રકથા છે. અયોધ્યાનો રાજા ધર્મપ્રિય છે. તે મોહમાં ફસે છે. પોતાના પુત્રનું માથું તેને કાપવું પડે છે. આ વાત વાર્તાશૈલીમાં લખાઇ છે. બાળકોને ગમશે. જૈન બાળકોને વધારે રૂચે.

ભાષા સરળ છે. વિષય જૈન પૌરાણિક ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ
પૃષ્ઠ : ૨૩ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

સાત કિસ્સાઓ આ ચોપડીમાં છે. તેમાં જૈન સંતોની ત્યાગકથા છે. ધર્મપ્રેમી કુટુંબનાં બાળકોને રુચશે. બાળકો આવું વાચન વાંચે એ હિતકર છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

ધૂપસળી
પૃષ્ઠ : ૪૬ કિં. ૦-૪-૦
લેખક : વલ્લભદાસ અક્કડ
અને
નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર—સુરત

અંગ્રેજી ઉપરથી આ વાર્તા લખી છે. જાદુઇ ચમત્કારથી હીરામોતી મળે છે, ન થવાનું થાય છે, અને કંગાલ માણસ રાજકુંવરીને પરણીને અરધું રાજપાટ મેળવે છે. આવી મિથ્યા વાતો બાળકો ન વાંચે એ જ સારૂં. બાકી તો લખાવટ ઘણીજ સારી છે.

ભાષા સરળ છે. વિષય જાદુ વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે.

**ધોબીડો ધુએ છે**

પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નન્નુ ધોબી, ચાઉસ, રેવો પૂજારી વગેરે ૮ જણનાં શબ્દચિત્રો લખ્યાં છે. બાળકોને વાંચવાં ગમશે અને કંઇક જાણવાનું પણ મળશે.

ભાષા સરળ છે. વિષય શબ્દચિત્રનો છે. હોશિયાર બાળકો સારી રીતે વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ધ્રુવ અને ચિલયા**

પૃષ્ઠ : ૯૮ કિં. ૦-૫-૦
લેખક : કૃષ્ણાજી ગોવિંદ કિનરે
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ —પુના

ધ્રુવનું પૌરાણિક ચરિત્ર અને બીજું એક ભક્તબાળક ચિલયાનું ચરિત્ર આમાં આપ્યાં છે. બંને ચરિત્રો સરસ લખાયાં છે. બાળકોને રસ પડશે. આવાં ચરિત્રોનો પ્રભાવ બાળકો પર સારો પડે છે. એ રીતે જોતાં આ ચરિત્ર બાળકોને શું આપશે, એ વિચારીએ તો કેવળ "પ્રભુભક્તિ" આપે એમ કહી શકાય. આવા વાચનની પણ જરૂર ગણી શકાય. એક પ્રશ્ન છે, કે બાળકોમાં ઇશ્વરની ભાવના દૃઢ રીતે બેસાડી દેવી એ ઉચિત કહી શકાય? જેમણે આ પ્રશ્નનો વિચાર કરી લીધો હોય તેઓ આવાં વાચનનો ઉપયોગ કે નિષેધ સ્વયં કરી શકે છે.

ભાષા સરળ છે. વિષય ધાર્મિક કથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરી શકે.



**જમુણો રાજા**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

આ જાતકકથા છે. નીચ પ્રકૃતિનો ગજકુમાર પોતાને બચાવનારને મારવા તૈયાર થાય છે, ત્યારે સાપ, પોપટ જેવાં પ્રાણી ઉપકારનો બદલો ઉપકારથી વાળે છે. આ વાર્તા સરળ અને રસિક છે. બાળકોને વાંચવી ગમશે. આવી વાતો બાળકો વાંચે એ ઇષ્ટ છે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધની વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**નર્મદાસુંદરી**

પૃષ્ઠ : ૧૮ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

નર્મદાસુંદરી જૈન છે. વૈષ્ણવ સાસરિયામાં આવી બધાંને જૈન બનાવે છે. પતિ સાથે પરદેશમાં જતાં પતિ તેને છોડીને ચાલ્યો જાય છે. અનંગસુંદરી સાહસથી બચી જૈન સાધ્વી બને છે. આ જૈનધર્મી વાર્તા બાળકોને રસ પડે તેવી શૈલીમાં લખાઈ છે.

ભાષા સરળ છે. વિષય જૈન ધાર્મિક વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

*

**નવનીત**

પૃષ્ઠ : ૩૬ કિં. ૦-૩-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

બોધક અને રસિક એવા ૨૪ પ્રસંગો જાણીતા ઐતિહાસિક પુરૂષોનાં જીવનમાંથી આપ્યા છે. વાર્તા જેવો રસ જમાવ્યો છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.

*

**નવરંગી બાળકો**

પૃષ્ઠ : ૬૪ કિં. ૦-૮-૦
લેખક : ભોગીન્દ્રરાવ ર. દીવેટિયા
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠીની કું.
—મુંબઈ

"ધોઝ ગહર્સ" નામક અંગ્રેજી બાલ પુસ્તકનો આ અનુવાદ છે. ટુંકી ટુંકી ૩૮ વાતો આપી છે. વાતો જૂની ઢબની છે. ઉપદેશક અને આચાર શીખવનારી છે. બાળકોને રસ પડશે અને શિખામણ પણ પ્રાપ્ત થશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

*

**નવાં ઉખાણાં અને જૂનાં ઉખાણાં** પૃષ્ઠ : ૪૮-૪૨ કિં. ૦-૮-૦
લેખક : કાનજી કાલીદાસ જોષી
પ્રકાશક : કે. કે. જોષી એન્ડ બ્રધર્સ
કાંદાવાડી—મુંબઇ

બે પુસ્તકોનું આ એક પુસ્તક છે. પ્રચલિત અને પુસ્તકોમાંથી આધાર લઇને સુધારા વધારા સાથે જોડીને લગભગ ૬૦૦ ની સંખ્યા જેટલાં ઉખાણાં આમાં આપ્યાં છે. ભાવા જરા અઘરી છે, છતાં બાળકોને રમુજ ખાતર વાંચવું ગમશે.

ભાષા સાધારણ છે. વિષય વિનોદનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.



**નવાં ગીતો ભાગ પહેલો** પૃષ્ઠ : ૮૦ ( નાનાં ) કિં. ૦-૩-૦
લેખક : ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ
પ્રકાશક : નવજીવન કાર્યાલય
—અમદાવાદ

આ ભાગમાં ચોત્રીશ કવિતાઓ છે. બધી કવિતાઓમાં કવિત્વ ઝળકે છે. બાળકો માટે લખનારા કવિઓ ગુજરાતમાં નથી. તેમાં આ કવિએ અપવાદ કર્યો છે. સુંદર ગીતો તેમણે બાળકો માટે લખ્યાં છે. આમાંનાં કેટલાંક ગીતો કિશોર વિદ્યાર્થીઓને યોગ્યનાં પણ છે. વાંચવાં તો મોટાંઓને પણ ગમશે. દરેક ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. આ સંગ્રહ દરેક બાળક પાસે હોવો જોઇએ.



**નવાં ગીતો ભાગ બીજો** પૃષ્ઠ : ૮૪ કિં. ૦-૪-૦
લેખક : ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ
પ્રકાશક : નવજીવન કાર્યાલય
—અમદાવાદ

આ બીજા ભાગમાં બત્રીશ ગીતો આપ્યાં છે. આ ગીતોમાં વિભાગો પાડ્યા છે. બાળકો માટેનાં, કિશોર વિદ્યાર્થી માટેનાં, અને મોટાંઓ માટેનાં. પણ વિદ્યાર્થીઓને તો બધાંજ ગીતો ઉપયોગી થઇ પડે તેવાં છે. આ ગીતો માટે કવિનો ગુજરાતી સાહિત્યે આભાર માનવો જોઇએ. દરેક વિદ્યાર્થી પાસે આ સંગ્રહ હોવો જોઇએ.



**નવી ગરબાવળી** પૃષ્ઠ : ૩૯ કિં. ૦-૩-૦
લેખક : ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ
પ્રકાશક : ઠા. બેચર મેઘજી —રાજકોટ

સુરસવાળાં સુંદર ગીતોનો આ સંગ્રહ છે. બાળકો માટે જેને ગીત કહી

શકાય એવાં ગીતો આ કવિએ આપ્યાં છે. બાળકોને વાંચવાં અને ગાવાં ગમે એવાં છે. દરેક ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.



**નળ દમયંતી** — પૃષ્ઠ : ૫૨ — કિં. ૦-૩-૦

લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ

પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મં. લિ.

—વડોદરા

નળ દમયંતીની જૂનવાણી વાર્તા બાળભોગ્ય ભાષામાં અને ઢબમાં લખી છે. બાળકોને વાંચવી જરૂર ગમશે. એક વાત વિચારવા જેવી છે, કે આવાં જૂનવાણી થોથાં વંચાવવાનો કંઇ અર્થ છે ખરો? જેમાં ઐતિહાસિક સત્ય કે કંઈક શીખવા જેવું ન હોય તે બાળકોને ન આપીએ તો શું ખોટું?

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



**નળ દમયંતી** — પૃષ્ઠ : ૨૮ — કિં. ૦-૧-૩

લેખક : નાગકુમાર મકાતી

પ્રકાશક : જ્યોતિ કાર્યાલય

—અમદાવાદ

આ વાર્તા બાળકો વાંચે એવી નથી. ભાષા અને શૈલી અઘરાં છે. કિશોર-સાહિત્યમાં ચાલે.



**નાના પાઠો** — પૃષ્ઠ : ૪૦ — કિં ૦-૧-૬

લેખક : ગિજુભાઇ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર

—ભાવનગર

બાળવર્ગનાં બાળકોને ઉપયોગી થઈ પડે એવા વાચનપાઠોનો આ સંગ્રહ છે. નાના નાના ૨૮ પાઠો છે. બાળકોને અભ્યાસમાં મદદ કરશે અને વાચન આપશે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**નાના ફડનવીસ** પૃષ્ઠ : ૭૭ કિં. ૦-૬-૦
લેખક : રમણલાલ વ. દેસાઇ
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

નાના ફડનવીસનું જીવનચરિત્ર રસિક રીતે લખાયું છે. કિશોર-સાહિત્યમાં ચાલે તેવું છે. બાળસાહિત્યમાં લઇ શકાય નહિ.



**નાની નાની વાતો ભા. ૧ લો** પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૪-૦
લેખક : ......
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

નાની નાની બોધક વાર્તાઓ આમાં આપી છે. ૧૦ વાર્તાઓ સરસ ચિત્ર સાથે આપી છે. જોઇએ તેવી રસિક નથી, છતાં બાળકોને વાંચવામાં મઝા પડશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે.



**નાની નાની વાતો ભા. ૨ જો** પૃષ્ઠ : ૨૨ કિં. ૦-૪-૦
લેખક : ......
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

બીજા ભાગમાં ૧૦ સચિત્ર ટુંકી અને સહેલી વાતો લખી છે. બાળકોને વાચન મળે એજ અર્થ સરે છે. વસ્તુ ઉપદેશક છે, પણ વાર્તારસ જળવાયો નથી. છતાં બાળકોને વાંચવી ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની નાની વાતો ભાગ ત્રીજો** પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

આ ત્રીજા ભાગમાં ૧૦ સચિત્ર ટુંકી સરળ વાતો આપી છે, ને તે બાળકોને ગમે એવી અને રસિક તથા બોધક છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની નાની વાતો ભાગ ૪ થો** પૃષ્ઠ : ૧૪ કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

પક્ષીઓ વિષે વાર્તાના રૂપમાં સચિત્ર ૧૦ પ્રસંગકથાઓ આમાં આપી છે. તે બાળકોને વાંચવી ગમે અને પક્ષીઓ તરફ અનુરાગ વધે એવી છે. બાળકો ખુશી થશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની નાની વાતો ભાગ ૫ મો** પૃષ્ઠ : ૧૭ કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

આમાં પણ ૧૦ સચિત્ર ટુંકી વાતો છે. બાળકોને રસ પડે અને કાંક બોધ મળે એવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની નાની વાતો ભાગ છઠ્ઠો** પૃષ્ઠ : કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

આ છઠ્ઠા ભાગમાં પણ સચિત્ર રસિક અને બોધક ૧૦ વાતો આપી છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની વાતો**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

સહેલી ભાષા અને સરળ ટુંકાં વાકયોવાળી પ્રાણીપંખીની વાર્તાઓ છે. સાત વાતો છે. બાળકોને વાંચવી ઘણીજ ગમશે. આવી વાતો બાળકોને પ્રિય હોય છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બાળવર્ગનાં બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.



**નીતિ દર્પણ**

પૃષ્ઠ : ૯૦ કિં. ૦-૫-૦
લેખક : ગોદાવરીબાઇ પંડિત
પ્રકાશક : વડોદરા દેશી કેળવણી ખાતું
—વડોદરા

મરાઠીનો આ અનુવાદ સં. ૧૯૫૪ માં છપાયો હતો. સદાચાર કેળવવાની નેમથી આ સદાચારી વાતોનો સંગ્રહ પ્રગટ થયો છે. આવું વાચન સામાન્ય વર્ગનાં માણસોને ઘણુંજ હિતકર છે. બાળસાહિત્યમાં લઇ શકાય તેવું નથી.



**નીતિની શીખામણો**

પૃષ્ઠ : ૨૧
લેખક : ચુનીલાલ બાપુજી મોદી
—સુરત

કહેવતોના રૂપમા બોધક શિખામણનાં વાકયો આમાં આપ્યાં છે. આ પુસ્તક બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.



**નીતિ પાઠમાળા ભાગ પહેલો**

પૃષ્ઠ : ૮૪ કિં. ૦-૪-૦
લેખક : મંગળજી હરજીવન ઓઝા
પ્રકાશક : ઠક્કર બેચર મેઘજી
—રાજકોટ

નીતિબોધક પૌરાણિક વાર્તાઓ આમાં આપી છે. વાતો સાદી રીતે લખાઇ છે. જોઇએ તેવી રસિક બની શકી નથી. છતાં બાળકો વાંચશે ખરાં.

ભાષા સાદી છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની નાની વાતો ભાગ ૪ થો** પૃષ્ઠ : ૧૪ કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

પક્ષીઓ વિષે વાર્તાના રૂપમાં સચિત્ર ૧૦ પ્રસંગકથાઓ આમાં આપી છે. તે બાળકોને વાંચવી ગમે અને પક્ષીઓ તરફ અનુરાગ વધે એવી છે. બાળકો ખુશી થશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની નાની વાતો ભાગ ૫ મો** પૃષ્ઠ : ૧૭ કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

આમાં પણ ૧૦ સચિત્ર ટુંકી વાતો છે. બાળકોને રસ પડે અને કાંક બોધ મળે એવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નાની નાની વાતો ભાગ છઠ્ઠો** પૃષ્ઠ : કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

આ છઠ્ઠા ભાગમાં પણ સચિત્ર રસિક અને બોધક ૧૦ વાતો આપી છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**નાની વાતો** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

સહેલી ભાષા અને સરળ ટુંકાં વાક્યોવાળી પ્રાણીપંખીની વાર્તાઓ છે. સાત વાતો છે. બાળકોને વાંચવી ઘણીજ ગમશે. આવી વાતો બાળકોને પ્રિય હોય છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બાળવર્ગનાં બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.



**નીતિ દર્પણ** પૃષ્ઠ : ૯૦ કિં. ૦-૫-૦
લેખક : ગોદાવરીબાઈ પંડિત
પ્રકાશક : વડોદરા દેશી કેળવણી ખાતું
—વડોદરા

મરાઠીનો આ અનુવાદ સં. ૧૯૫૪ માં છપાયો હતો. સદાચાર કેળવવાની નેમથી આ સદાચારી વાતોનો સંગ્રહ પ્રગટ થયો છે. આવું વાચન સામાન્ય વર્ગનાં માણસોને ઘણુંજ હિતકર છે. બાળસાહિત્યમાં લઈ શકાય તેવું નથી.



**નીતિની શીખામણો** પૃષ્ઠ : ૨૧
લેખક : ચુનીલાલ બાપુજી મોદી
—સુરત

કહેવતોના રૂપમાં બોધક શિખામણનાં વાક્યો આમાં આપ્યાં છે. આ પુસ્તક બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.



**નીતિ પાઠમાળા ભાગ પહેલો** પૃષ્ઠ : ૮૪ કિં. ૦-૪-૦
લેખક : મંગળજી હરજીવન ઓઝા
પ્રકાશક : ઠક્કર એચર મેઘજી
—રાજકોટ

નીતિબોધક પૌરાણિક વાર્તાઓ આમાં આપી છે. વાતો સાદી રીતે લખાઈ છે. જોઈએ તેવી રસિક બની શકી નથી. છતાં બાળકો વાંચશે ખરાં.

ભાષા સાદી છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



નીતિબોધ | પૃષ્ઠ : ૧૨૨ | કિં. ૦-૬-૦
લેખક : છગનલાલ ઠાકોરદાસ મોદી
પ્રકાશક : પોતે
—વડોદરા

સંવત ૧૯૫૪ માં મરાઠી પરથી અનુવાદ કરીને આ પુસ્તક પ્રગટ કર્યું હતું. આરોગ્ય, ઉદ્યોગ, પરોપકાર, ક્ષમા, દયા, સહનશીલતા, પ્રમાણિકપણું વગેરે સદ્‌ગુણો ઉપર ઉદાહરણ આપીને બોધક પાઠો આમાં લખ્યા છે. શૈલી જૂની ગણાય. છતાં વાચનની કિંમ્મત નથી ઘટતી કિશોર વિદ્યાર્થીઓ વાંચી શકે તેવું પુસ્તક છે. છતાં પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વાર્તા રૂપે લખાયું હોવાથી રસ પડશે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધનો છે. બાળકો ખુશીથી વાંચે.

*

નીતિવચન | પૃષ્ઠ : ૨૧૨ | કિં. ૧-૮-૦
લેખક : કરસનદાસ મૂળજી
પ્રકાશક : ,,
—સુરત

નીતિ અને સદાચારની બોધક ટુંકી વાતો આમાં આપી છે. ૭૦ વરસ ઉપર આ ચોપડી પ્રગટ થઇ છે. લખાવટ એટલી જ જૂની છે. ભાષા સાદી છે. છતાં બાળ-સાહિત્યમાં ગણી શકાય એવું નથી.

*

નીતિ વાચનમાળા ભાગ પહેલો | પૃષ્ઠ : ૩૨ | કિં. ૦-૨-૦
લેખક : ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત
પ્રકાશક : પોતે
—ચુણેલ ( તા. નડિયાદ )

બોધ મળે એવી ટુંકી ટુંકી ૨૦ વાતો આ ચોપડીમાં આપી છે. આવી વાતો બાળકો વાંચે એ ઇષ્ટ છે. પણ લખાવટ, ચોપડીનો આકાર પ્રકાર અને છપાઈ જૂનાં છે. તે સુધરે અને સુંદર સ્વરૂપમાં બાળકોના હાથમાં જાય એ ઇચ્છવાજોગ છે. વાતોમાં રસ પડશે.

ભાષા સહેલી છે. વિષય નીતિવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**નીતિ વાચનમાળા ભાગ બીજો** પૃષ્ઠ : ૪૪ કિં. ૦-૩-૦
લેખક : ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત
પ્રકાશક : પોતે
—ચુણેલ ( તા. નડિયાદ )

આ બીજા ભાગમાં ટુંકી ટુંકી ૪૦ વાતો આપી છે. લગભગ પૌરાણિક અને ઐતિહાસિક સત્ય ઘટનાઓ છે. જુદી જુદી રીતે ઉપદેશ મળે તેવા વિભાગ પાડીને વાતો ગોઠવી છે. રસિક અને બોધ આપનારી છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે. કાગળ અને છપાઈ જૂનાં છે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધની વાતોનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☘

**નીતિ વાચનમાળા ભાગ ત્રીજો** પૃષ્ઠ : ૭૦ કિં. ૦-૫-૦
લેખક : ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત
પ્રકાશક : પોતે
—ચુણેલ (તા. નડિયાદ)

બોધક અને મન પર સારી અસર કરનારી પ્રસિદ્ધ પુરૂષોના જીવનમાંથી સાચી ઘટનાઓની ૪૮ વાતો આમાં આપી છે. રસિક છે અને બાળકોને વાંચવી ગમે તેવી છે. છપાઇ-સફાઇ જૂનાં છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☘

**નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વો** પૃષ્ઠ : ૬૫ કિં. ૦-૫-૦
અનુવાદક : ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે. ખાસ વિદ્યાર્થીઓ માટે લખાયો છે. જીવનઘડતરમાં આવું સાહિત્ય ઘણુંજ ઉપયોગી થઇ શકે છે. જો વિદ્યાર્થીઓ તેનું મનન કરે તોપણ સીધી રીતે આવું વાચન ઘણા ઓછા વિદ્યાર્થીઓ વાચે છે. નીતિનાં સૂત્રો દવા જેવાં છે. તેને સાકરમાં મેળવીને આપવાં જોઇએ. આ પુસ્તક દરેક વિદ્યાર્થીના હાથમાં જાય એ ઇચ્છનીય છે. બાળકો માટે તે જરા અઘરું છે, છતાં બાળકો વાચી લે તો ઉત્તમ.

ભાષા સહેજ સહેજ અઘરી છે. વિષય ચારિત્ર્યઘડતરનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વો ભાગ બીજો** પૃષ્ઠ : ૧૧૪ કિં. ૦-૬-૦
અનુવાદક : ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

પહેલા ભાગની પેઠે આ બીજા ભાગમાં ચારિત્ર્યની ખીલવણી માટે ઉત્તમ ઉપદેશ આપ્યો છે. વિદ્યાર્થીઓને આ પુસ્તક જરૂર વાંચવા આપવું જોઇએ. બાળકો માટે જરા અઘરૂં છે. છતાં મોટાં બાળકો વાંચે તો ઉત્તમ.

ભાષા સહેજ અઘરી છે. વિષય ચારિત્ર્યઘડતરનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**નીતિસાર** પૃષ્ઠ : ૧૩૬ કિં. ૦-૭-૩
લેખક : દિનકરરાય ચપચરતલાલ સૈયદ
પ્રકાશક : ચીમનલાલ અને ચુનીલાલની કં.
—અમદાવાદ

એક અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે. સદાચાર અને નીતિનાં ઉદાહરણો અને વાર્તાઓ આમાં છે. લખાવટ અને ઢબ બાળયોગ્ય નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.



**નીલમ** પૃષ્ઠ : ૬૨ કિં. ૦-૬-૦
લેખક : જીવરામ જોષી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર

આમાં પાંચ સચિત્ર વાર્તાઓ આપી છે. વાતો રસિક અને બાળકોને ગમે તેવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**નેમ-રાજુલ**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

નેમનાથ શ્રીકૃષ્ણના ભાઇ હતા. તેમને પરણાવવા ઘણા પ્રયત્નો કર્યા છતાં વિરાગી થઇને જીવન ગાળ્યું. રાજુલ સાથે તેમનાં લગ્ન નક્કી થયા હતા. પણ પરણ્યા નહિ. એટલે રાજુલે પણ વિરાગ સાધ્યો. આમ જૈન દૃષ્ટિથી આ કથા લખી છે. વાર્તા ઢબે લખાઇ છે. બાળકોને રૂચશે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**પડઘા**

પૃષ્ઠ : ૬૪ કિં. ૦ ૫-૦
લેખક : ધૂમકેતુ
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

ગુજરાતી સાહિત્યના પ્રતિષ્ઠિત લેખકે સરસ સંવાદો શિક્ષણની દષ્ટિથી લખ્યા છે. વસ્તુ અને ભાષા બાળકો માટે અઘરાં છે. કિશોરસાહિત્યમાં ગણી શકાય.

❧

**પતંગિયાં**

પૃષ્ઠ : ૪૪ કિં. ૦-૧૦-૦
લેખક : .........
પ્રકાશક : ન્યુ ઇરા સ્કૂલ —મુંબઇ ૭

પ્રસિદ્ધ કવિઓનાં ૪૦ સુંદર ગીતોનો આ સંગ્રહ છે. બાળકોને ગાવાં ગમે એવાં ભાવવાહી બાળભોગ્ય ગીતોની ચૂંટણી સુયોગ્ય રીતે થઇ શકી છે. કિમ્મત ભારે છે.

ભાષા સરળ છે. વિષય બાળગીતોનો છે. બીજા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.

❧

**પદ્મિની**

પૃષ્ઠ : ૧૮ કિં. ૦-૪-૦
લેખક : મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ
પ્રકાશક : પોતે —સોખડા (વડોદરા)

સં. ૧૯૬૩ માં આ ચોપડી છપાઇ છે. વીરનારી પદ્મિની ઇતિહાસમાં

અમર છે. તેનું ટુંકું ચરિત્ર આમાં આપ્યું છે. સ્ત્રીઓ અને બાળકોને બોધક છે. બાળકો માટે ભાષા-શૈલી ઠીક નથી. કિશોરસાહિત્યમાં લઇ શકાય.



પરિમલ | પૃષ્ઠ : ૮૭ | કિં. ૦-૫-૦
લેખક : ઇંદુપ્રસાદ ભટ્ટ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

"ગોપાળસખા"નો એક સંવાદ અને બીજી અગિયાર વાતો આ પુસ્તકમાં આપી છે. સંવાદમાં કંઇ તથ્ય નથી. વાતો સારી છે. દોષ ન આવી જાય તેની કાળજી રાખીને લખી છે, એ સ્તુત્ય છે. બાળકોને ગમશે. વાક્યરચના પ્રત્યક્ષ કથન શૈલીની છે. એ વાંચનમાં બાળકોને ન સમજાય. આ વાત ન ભૂલવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય વાતોનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



પરીઓનો પ્રદેશ | પૃષ્ઠ : ૨૦૦ | કિં. ૨-૦-૦
લેખક : સુમતિ પટેલ અને
નાગરદાસ પટેલ
પ્રકાશક : પુંજાલાલ ભગવાન પારેખ
—વઢવાણ

આમાં ૨૮ વાર્તાઓ આપી છે. તેમાંના મોટા ભાગની વાતો પરીઓ, રાક્ષસો અને ભૂતની છે. અસંભવ પ્રસંગો યોજ્યા છે. આવી કચરા જેવી વાતો અંગ્રેજી કીચડમાંથી શોધી છે. આવું પુસ્તક બાળકોના હાથમાં ન મૂકવું જોઇએ. આમાંની કેટલીક વાતો જુદે જુદે ઠેકાણે અનેકવાર પ્રસિદ્ધ થઇ છે.

બાળકોના હાથમાં આ ચોપડી ન જવી જોઇએ.



પાટણ સિદ્ધપુરનો પ્રવાસ | પૃષ્ઠ : ૮૮ | કિં. ૦-૬-૦
લેખક : રમણલાલ ચુનીલાલ મોદી
પ્રકાશક : એમ. સી. કોઠારી
— વડોદરા

પાટણ અને સિદ્ધપુરનું ભૌગોલિક કરતાં ઐતિહાસિક વર્ણન વિદ્યાર્થીઓને

ઉપયોગી રીતે લખ્યું છે. કિશોરસાહિત્યમાં ચાલી શકે. બાળસાહિત્યમાં લેવા જેવું ન ગણાય.



**પાતાળવાસી** પૃષ્ઠ : ૪૦ કિં. ૦-૩-૦
લેખક : કેશવલાલ લ. શાહ
પ્રકાશક : બાળક કાર્યાલય
—ગોધરા

એક છોકરો છે. વનમાં જાય છે. વેંતિયો માણસ પાતાળમાંથી નીકળી આવે છે. એક રાક્ષસ આવે છે. પછી આગળ ચાલે છે અને ખૂબ બહાદુરી કરે છે. આ વાર્તા કૃત્રિમ બની ગઇ છે. પ્રસંગો જોડી કાઢેલા માલૂમ પડે છે. વાસ્તવિકતા નથી આવી. છતાં બાળકો રસથી વાંચશે. વચ્ચે રાક્ષસોને લાવવાની જરૂર નહોતી.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણના બાળકો વાંચે. વિષય સાધારણ. બાળકો વાંચી શકે. પણ વહેમને પોષતી વાર્તા છે.



**પાદલિપ્તાચાર્ય** પૃષ્ઠ : ૨૨ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

પાદલિપ્તાચાર્ય બાળપણથીજ પ્રતિભાશાળી હતા. બાળવયમાંજ જૈન સાધુ બન્યા. તેમની પંડિતાઇની પ્રભાવશાળી વાતો આમાં લખી છે. જૈન બાળકોને વધારે રૂચે. છતાં બાળકો બધાં તે વાંચી લેશે.

ભાષા સરળ છે. વિષય જૈન ધાર્મિક ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**પાપા પગલી** પૃષ્ઠ : ૬૪ કિં. ૦-૬-૦
લેખક :
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

જુદા જુદા લેખકોની ૧૪ વાર્તાઓ આ ચોપડીમાં આપી છે. બાળકોને ગમે તેવી સરળ વાતો છે. ચિત્રો પણ આપ્યાં છે. ભાષા સરળ છેઃ વિષય વાર્તાનો છે, ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



પાર્શ્વનાથ

પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

પાર્શ્વનાથ જૈનના ૨૩ મા તીર્થંકર છે. તેમનું જીવનચરિત્ર બાળભોગ્ય શૈલીમાં આપ્યું છે. લગ્ન અને સ્વયંવર પ્રસંગો રસિક રીતે ન લખતાં ટુંકામાંજ પતાવી દેવા જોઇએ. એવાં વર્ણનો બાળકો માટે ઠીક ન ગણાય.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



પાવાગઢ

પૃષ્ઠ : ૭૧ કિં. ૦-૬-૦
લેખક : રમણલાલ વ. દેસાઈ
પ્રકાશક : એમ. સી. કોઠારી —વડોદરા

પાવાગઢની ઐતિહાસિક ઘટના વિદ્યાર્થીઓને રસ પડે તેવી રીતે લખાઈ છે. બાળસાહિત્યમાં ચાલે નહિ. કિશોરસાહિત્યમાં ગણી શકાય.



પીરૂ અને—

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

પીરૂનું એક શબ્દચિત્ર છે. બીજી પાંચ વાર્તાઓ છે. છેલ્લી વાર્તા ગોપીચંદ અને ભર્તૃહરિની છે. આવી પુરાણી વાતો અર્થ વગરની સિદ્ધ થઇ ચૂકી છે. એ હવે ભૂલાઇ જવી જોઇએ. એકંદરે બાળકોને વાંચનમાં રસ પડશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં અને આગળ ગયેલાં બાળવર્ગનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકોને ખુશીથી વાંચવા આપીએ.



પુત્રધર્મ

પૃષ્ઠ : ૭૨ કિં. ૦-૧૦-૦
લેખક : જીવનદુર્લભ ધ્રુવ
પ્રકાશક : વૈદ્ય કવિ દુર્લભ શ્યામ ધ્રુવ
—મુંબઈ

પુસ્તક વિદ્યાર્થીઓને ઉત્તમ ઉપદેશ આપે છે. પણ ભાષા અને શૈલી બાળકો માટે નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

❧

**પુત્રપ્રતિ ઉપદેશ**

પૃષ્ઠ : ૨૬૦ કિં. ૧-૮-૦
લેખક : લૉર્ડ ચેસ્ટરફીલ્ડ
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠીની કું.
—મુંબઈ

ચારિત્ર્યઘડતર માટે કિશોરોને આ પુસ્તક ઉપયોગી છે. દરેક મોટા વિદ્યાર્થીએ વાંચવું જોઈએ. બાળસાહિત્યમાં ચાલે નહિ.



**પુસ્તકાલય**

પૃષ્ઠ : ૨૭ કિં. ૦-૨-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

વાર્તાશૈલીમાં પુસ્તકાલય વિષે સરસ હકીકત આ પુસ્તકમાં આપી છે. આ રીતે આપેલો વિષય બાળકો સરળતાથી ગ્રહણ કરી શકે. બાળક વાંચે તો પુસ્તકાલય પ્રવૃત્તિનું કંઈક જ્ઞાન મેળવે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. ચોથા અને પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**પૂછું ?**

પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ભૌગોલિક, ઐતિહાસિક, સામાજિક, તંદુરસ્તી, આકાશી એમ ઘણા વિષયના પ્રશ્નો આ ચોપડીમાં આપીને તેની સાથે સાથે જવાબ આપ્યા છે. જિજ્ઞાસુ બાળકો એમની મેળે વાચીને ઘણો લાભ મેળવી શકશે સામાન્ય વાચન તરીકે વિદ્યાર્થીઓ નહિ વાંચે, પણ વર્ગમાં શિક્ષક વંચાવે તો ઘણુંજ ઉપયોગી થઈ પડશે. વિવિધ પ્રકારનું આવું લખાણુ બાળકોને આપવામાં આવે તો બાળકો ઘણું જ્ઞાન મેળવી શકે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. બીજા અને તે ઉપરના દરેક વર્ગનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકોને ખાસ વાંચવા આપવું.



**પેથડકુમાર** — પૃષ્ઠ : ૧૬ — કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

પેથડકુમાર એક ગરીબ કુટુંબમાં જન્મ્યા હતા. આગળ જતાં લક્ષાધિપતિ થયા. છતાં વ્રત પાળ્યું અને બધું ધન દાનમાં ખરચી વિરાગી જીવન ગાળ્યું. આ જૈન સંપ્રદાયી કથા સરળ રીતે લખી છે. બાળકોને રુચશે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**પોઢામણાં** — પૃષ્ઠ : ૨૫ — કિં. ૦-૨-૦
લેખક : ચંદ્રકાન્ત મં. ઓઝા
પ્રકાશક : પોતે
—રાજકોટ

બાળકો વિષેનાં હાલરડાં જેવાં માતાઓએ ગાવાનાં ગીતો આમાં આપ્યાં છે. માતાઓ ગાઈને કંઠસ્થ કરી લે એવી મીઠાશ આમાં નથી. કેટલાંક તો લોકગીતોના અનુવાદ જેવાં છે.

બાળસાહિત્યમાં ન ચાલે.



**પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણકીર્તન** — પૃષ્ઠ : ૧૭૨ (નાનાં) — કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

થોડા સ્વદેશી સ્ત્રીઓના અને વધારે પરદેશી સ્ત્રીઓના સદ્‌ગુણ બતાવતા પ્રસંગો આમાં આપ્યા છે. લખાવટ અને કથનશૈલી જૂનવાણી છે. ફરીથી લખાઈને છપાય તો આ પુસ્તક ઘણું જ ઉપયોગી છે. ચારિત્રઘડતર માટે આવું વાચન દરેકને મળવું જ જોઈએ. બાળાઓ અને બહેનોને જરૂર વંચાવવું જોઈએ. કિશોર વિદ્યાર્થીઓ પણ વાંચી શકે.

બાળસાહિત્યમાં ન લઈ શકાય.

**પ્રધાનપુત્રીનાં પરાક્રમો**

પૃષ્ઠ : ૮૦ કિં. ૦-૧૦-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બૂક ડીપો
—મુંબઈ ૨

વાર્તાની લખાવટ સરસ અને સુઘડ છે. એક રાજકુમાર છે. તે પ્રધાનની પુત્રી પર મોહી પડે છે. તેને નસાડી જાય છે રાજા તેને કાઢી મૂકે છે પોતાની બને સ્ત્રીઓ સાથે કુંવર જતો રહે છે સ્ત્રીઓને છોડી દે છે. પ્રધાનપુત્રી રાક્ષસોને મારે છે ને પરાક્રમો કરી પુરૂષ વેશે ઘણી સ્ત્રીઓને પરણે છે આ રીતની સળંગ વાળી વાર્તા છે રાક્ષસ અને સાહસના બદનામા રાજકુમારીનુ ઈનામ મળવુ આ જૂની વાર્તાના તત્ત્વો કાઢી નાખવા જેવા છે આથી બાળકોમા, સિવાય હલકી મનોવૃત્તિ બીજું કંઇ ઊગે નહિ તેમ છતા બાળકો આ વાર્તા વાંચી શકે.

ત્રીજા ધોરણના બાળકો વાચે



**પ્રભુ મહાવીર**

પૃષ્ઠ ૨૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

પ્રભુ મહાવીરનું આ ટુંકું ચરિત્ર છે તેમણે કરેલી તપશ્ચર્યાના પ્રસંગો મનોરમ શૈલીમા બાળકોને રૂચે એવી રીતે લખ્યા છે. બાળકોને તેમના જીવનને ખ્યાલ આવિશે

ભાષા સરળ છે વિષય ચરિત્રનો છે ચોથા ધોરણના બાળકો વાચે વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાચે.



**પ્રભુ મહાવીરના દશ શ્રવકો**

પૃષ્ઠ ૨૩ કિં. ૦-૧-૩
લેખક ધીરજલાલ ટો શાહ
પ્રકાશક . જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

મહાવીર પ્રભુના ભકતો દશ જૈન પુરૂષોના ટુંકા ચરિત્રો આમા આપ્યા છે, વૈભવવિલાસ છોડીને વૈરાગ્યસાધના કરનાર કેવી રીતે મોહ છોડયો તેનુ દષ્ટાંત પુરુ પાડે છે. વાર્તા રૂપે બાળકોને રૂચતી શૈલીમા ચરિત્રો લખાયા છે

ભાષા સરળ છે. વિષય ધાર્મિક ચરિત્રનો છે પાચમા ધોરણના બાળકો વાચે, વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાચે



પ્રહ્‌લાદ — પૃષ્ઠ : ૫૪ — કિં. ૦-૪-૦
લેખક : જુગતરામ દવે
પ્રકાશક : પુસ્તકાલય સહાયક સ. મં. —વડોદરા

આ બાળનાટક છે. ખાસ ભજવવાની નજરે લખાયું છે. એટલે વાચન તરીકે ચાલે એવું નથી. પ્રહ્‌લાદ રામભક્તિની દઢતા કેવી રીતે જાળવે છે, તે બતાવ્યું છે. પણ ઉઠાવ નથી. સચોટતા કે રસ પણ નથી આવ્યાં. છતાં ભજવાશે ત્યારે બાળકોને ભજવવાની પ્રવૃત્તિ તરીકે ખૂબ રસિક થઇ પડશે.

ત્રીજા ધોરણ અને ઉપરના વિદ્યાર્થીઓ ભજવી શકે.



પ્રાચીન પુરાણોની બાલબોધક વાર્તા સંગ્રહ — પૃષ્ઠ : ૧૪૪ — કિં. ૦-૮-૦
લેખક : સૌ. શારદા મહેતા
પ્રકાશક : શ્રીમંત ગાયકવાડ સરકારનું દેશી કેળવણી ખાતું —વડોદરા

પુરાણમાંથી વીણીને ૪૦ ચરિત્રવાર્તા આમાં આપી છે. બધી બોધક અને રસિક છે. બાળકોને આનંદ સાથે જ્ઞાન આપશે.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



પ્રાણીવર્ણન ભા. ૧-૨-૩ — પૃષ્ઠ : ૧૧૧, ૧૦૨, ૯૨ — કિં.
લેખક : બળવંતરામ મહાદેવરામ મહેતા
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી —અમદાવાદ

અંગ્રેજી પુસ્તકનો અનુવાદ કરીને તેના ત્રણ ભાગ પ્રગટ કર્યા છે. ત્રણે ભાગમાં પશુ, પંખી. જાનવર, કીડા, માછલી, કરચલા, સાપ, છીપ વગેરે પ્રાણીઓનું વર્ણન સરળ અને ટુંકાણમાં આપ્યું છે. આવી માહિતીવાળાં પુસ્તકો ઘણાંજ ઉપયોગી છે. આ પુસ્તક લગભગ ૫૫ વરસ ( ૧૮૮૫ ) ઉપર છપાયેલું છે. એટલે જૂનું ગણાય. આવું બીજું એકે પુસ્તક નહિ હોવાથી તે જૂનું છતાં નવા જેવું છે. પદ્ધતિસર ફરીથી લખાઇને છપાય એ ઇચ્છવાયોગ્ય છે.

ભાષા સાદી છે. વિષય પ્રાણીવર્ણનનો છે. ત્રીજા ધોરણથી માંડીને બધાં બાળકો વાંચી શકે.

ફરવા જઇએ | પૃષ્ઠ : ૩૨ | કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ભાવનગરમાં તખ્તેશ્વર મહાદેવ, ગધેડિયું ખેતર, પીલ ગાર્ડન, બોડ તળાવ વગેરે છે. ત્યાં નાનાં બાળકો ફરવા ગયેલાં તેનું વર્ણન છે. બાળકોને આ રીતનું વાચન રસપ્રદ નહિ નીવડે. બાળકો માટે આ શૈલી જ ખોટી છે. છતાં વાંચનશોખ-વાળાં બાળકો રસથી વાંચશે. વાચન પાઠનું કામ આપશે.

ભાષા સરળ છે. વિષય પ્રવાસનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે, બાળકો વાંચે તે ઇષ્ટ છે.



ફૂલમાળા ભાગ પહેલો | પૃષ્ઠ : ૧૬૮ | કિં. ૦-૧૨-૦

લેખક : રમણુલાલ ના. શાહ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા.

નાની મોટી ૭૨ વાર્તાઓ આ પુસ્તકમાં છે. ચિત્રો પણ છે. તેમાં ( ૩ ) **નાગણુનો ફાંસો** નિર્દય અને હત્યારી છે. ( ૨૫ ) **ચમત્કારી મુગટ** ( ૩૧ ) **વીર વિક્રમ અને વૈતાળ** ( ૩૨ ) **ત્રણ સંતરા** આ વાર્તાઓ જાદુ, ચમત્કાર અને અસંભવ તત્ત્વોવાળી છે. બાકીની વાતો રસિક અને મઝાની છે. બાળકોને તે ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા અને પાંચમા ધોરણનાં બાળકો વાંચે. ઉપરોક્ત વાર્તાઓ કાઢી લઇને બાળકને વાંચવા આપવી.



ફેફસાંની કથા | પૃષ્ઠ : ૬૪ | કિં. ૦-૬-૦

લેખક : ધનસ્યામ નટવરરાય મહેતા
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાનું આ પુસ્તક છે. નાના કદનાં ૬૪ પાનાંની ૭ આના કિમ્મત વધારે ગણાય. ફેફસાંની રચના અને તેના કાર્યનું સરસ વર્ણન છે. કિશોરસાહિત્યમાં લઈ શકાય. બાળસાહિત્યમાં ન ચાલે. આવું લખાણ સચિત્ર અને વધારે રસિક વર્ણનવાળું હોવું જોઇએ. તોજ વિદ્યાર્થીઓને વાંચનમાં રસ પડે. આ દોષ આ પુસ્તકમાં છે.

*

**બકુલ**

પૃષ્ઠ : ૬૨ — કિં. ૦-૬-૦
લેખક :
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

ધીંગો ચમત્કાર, સમડીનો માળો પિતૃપ્રેમ, અજબ ચોર ચાલાકી, બટ-મોગરો પરી, ગુલપરી પરી, કાકમજી ચમત્કારઃ આ છ વાર્તાઓ આપી છે. આ બધી બીજા ગુજરાતી લેખકોની છે. તેમનાં નામ સાથેજ અપાવી જોઈતી હતી. વાર્તાઓ સામાન્ય કોટિની છે. ચમત્કાર અને મિથ્યા બનાવો આવે એટલે બાળકોને રસ પડે એ અનુચિત છે, છતાં આ વાર્તાઓમાં હદ વટી નહિ હોવાથી ચલાવી લેવાય. ભયનું તત્ત્વ નથી એટલે ચાલે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય છે.

☘

**બચુ**

પૃષ્ઠ : ૫૨(નાનાં) — કિં. ૦-૩-૦
લેખક : ગોવિંદરામ બાળાશંકર ઠાકર
પ્રકાશક : પોતે
—અમદાવાદ

કાવ્યઊર્મિવાળી વાતો બચુના મોંમાંથી કહેવરાવી છે. આવી ભાવ–વાતો બાળકોના મગજમાં સ્પર્શે નહિ. ઉપરથી જોઈએ તો લખાણ ઘણુંજ સુંદર છે. પણ એ વિચાર અને કલ્પના બાળકોનાં નથી, મોટાંનાં છે.

ભાષા સરળ છે. વિષય વાચનનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.

☘

**બજરંગી હનુમાન**

પૃષ્ઠ : ૩૨ — કિં. ૦-૩-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : પોતે
—સુરત

વીર હનુમાનનું ચરિત્ર આમાં આપ્યું છે. બાળકોને વાંચવું ગમે એવું રસિક લખાયું છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**બટુક**

પૃષ્ઠ : ૩૧ — કિં. ૦-૪-૦
લેખક : કાંતિલાલ અને પ્રભુશંકર મહેતા
સોમેશ્વર ધીરજરામ દવે
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

નાની નાની શિખામણની ૨૫ વાર્તાઓ આ ચોપડીમાં આપી છે. કેટલીક વાર્તાઓ નીરસ છે. બાળકો વાંચશે તો ખરાં જ. નિર્દોષ સાહિત્ય નીરસ હોય છતાં રસિક દોષપૂર્ણ સાહિત્ય કરતાં વધારે ઉત્તમ છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બપ્પ ભટ્ટીસુરિ**

પૃષ્ઠ : ૨૦ — કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

બપ્પ પિતા અને ભટ્ટી માતાનો એક પુત્ર હતો. તે તેજસ્વી હોવાથી એક જૈન સાધુએ દીક્ષા આપી. માતા પિતાના નામ પરથી તેનું નામ બપ્પભટ્ટીસુરિ રાખ્યું. તેઓ જબરા વિદ્વાન અને યશસ્વી હતા. તેમનું ટુંકું જીવનચરિત્ર આમાં આપ્યું છે. શૈલી અને ભાષા અઘરાં છે. કિશોરસાહિત્યમાં ચાલે.



**બરફીપૂરી**

પૃષ્ઠ : ૩૫ — કિં. ૦-૪-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

અંગ્રેજી "એમ્પરર ઑફ ચૉકલેટ" એટલે મીઠાઇના રાજા નામની વાર્તાનો અનુવાદ છે. પણ લખાવટ સ્વતંત્ર છે. ઘણી જ સુંદર રીતે લખાઇ છે. આનું નામ પરીકથા. એક સરખી રસજમાવટ અંત સુધી ચાલી જાય છે. એક છોકરી છે. તેને બરફી ખૂબ ભાવે. તેને સ્વપ્નું આવે છે, અને મીઠાઇના નગરમાં જાય છે. ચિત્રો ઠીક નથી.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

**બંગાળી બીરબલ** પૃષ્ઠ : ૮૧ કિં. ૦-૬-૦
લેખક : મૂળ બંગાળી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

બંગાળી " છેલેદેર ગોપાલભાંડ " નામના પુસ્તકનો અનુવાદ છે. બાદશાહના બીરબલની પેઠે ગોપાળભાંડ રમુજ અને હોશિયારીમાં એક્કો હતો. તેના રમુજી પ્રસંગો સરસ લખાયા છે.

ભાષા સરસ છે. વિષય વિનોદ વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**બાઈબલ કથાઓ** પૃષ્ઠ : ૧૧૪ કિં. ૦-૮-૦
લેખક : સુબંધુ આત્મારામ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

બાઇબલમાંથી ચૂંટીને સરળ રીતે સુબોધક વાતો અહીં લખી છે. બાળકો તેનું વાચન પચાવી શકે એમ નથી લાગતું. એટલે તેને કિશોરસાહિત્યમાં ગણી શકાય.



**બાપુજીના પત્રો** પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૧-૬
લેખક : ગાંધીજી
પ્રકાશક : બાલોદ્યાન કાર્યાલય
—વડોદરા

ગાંધીજીએ, કેદમાં હતા ત્યારે ત્યાંથી, કેટલાંક બાળબહેનો ઉપર કાગળો લખેલા તેનો આ સંગ્રહ છે. બાળકોને વાંચવામાં બહુ રસ પડશે એવું માની શકાય નહિ. છતાં ગાંધીજીના બાળકો પરના પત્રો છપાયલા રહે એ ઇચ્છનીય છે.

ભાષા સરળ છે. વિષય કાગળપત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાપુની કૂચ** પૃષ્ઠ : ૯૦ કિં. ૦-૫-૦
લેખક : ઇન્દુપ્રસાદ ભટ્ટ ને મણિલાલ ઠાકર
પ્રકાશક : ઉષા પ્રકાશન મંદિર
—આણંદ

ગાંધીજીએ ૧૯૩૦માં સત્યાગ્રહ જાહેર કર્યો ત્યારે દાંડીની કૂચ શરૂ કરેલી. તે

પ્રસંગને વાર્તાશૈલીમાં લખ્યો છે. બાળકોને વાંચવામાં મઝા પડશે. આવું વાચન બાળકોને જાગ્રત રાખે છે, અને તેઓ આપણા સમયને ઓળખતાં થાય છે.

ભાષા સરળ છે. વિષય ઐતિહાસિક પ્રસંગનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાલકાવ્યો** પૃષ્ઠ : ૫૦ કિં. ૦-૩-૦

સંગ્રાહક : આશાભાઇ ન. પટેલ,
ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

જુદા જુદા કવિઓનાં ૨૫ ગીતો આમાં એકઠાં કર્યાં છે. ગીતો બાળકોને ગાવા ગમે તેવાં છે. બધા જ વર્ગનાં બાળકો ઉપયોગ કરી શકે. પહેલા ધોરણથી ઉપરના વિદ્યાર્થીઓ વાંચી શકે.



**બાલગીતમાળા** પૃષ્ઠ : ૭૨ કિં. ૦-૪-૦

લેખક : કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ
પ્રકાશક : પોતે
—અમરેલી ( કાઠિયાવાડ )

બધાં ધોરણના વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે એવી કવિતાઓ આમાં આપી છે. કવિતાઓ ભાવવાહી અને ગેય છે. સાથે ચિત્રો પણ સુંદર છે.

ભાષા ઠીક છે. વિષય કવિતાનો છે. બધા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ઉપયોગ કરી શકે.



**બાલપત્રો** પૃષ્ઠ : ૨૬ કિં. નથી લખી

લેખક : વલ્લભદાસ અક્કડ
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

પરસ્પર લખાયલા કાગળો આ ચોપડીમાં આપ્યા છે. બાળકોને તેમાંથી કશું રસપ્રદ મળે એવો સંભવ નથી. તેમજ ખાસ નવીનતા પણ નથી.

વાચન તરીકે ત્રીજા કે ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ઉપયોગ કરી શકે.



**બાલ પંચતંત્ર** પૃષ્ઠ : ૪૮ કિં ૦-૪-૦

લેખક પ્રસન્નવદન છગનરામ દીક્ષિત

પ્રકાશક હરનનદાસ નારણદાસ

—સુરત

પંચતંત્રની ૧૫ વાતો આમા આપી છે. રસ પડે અને કંઇક બોધ મળે તેવી વાતો છે. બાળકોને આવી વાતો ગમે છે. આવી નિર્દોષ વાતો બાળકો વાચે તેટલી આપવી જોઇએ. આ પુસ્તકની ભાષા જરા જુની ઢબની છે

ભાષા સરળ છે વિષય નીતિ વિનો ની વાતોનો છે ચોથા ધોરણનાં બાળકો વાચે વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાચે.

**બાલ બાબર** પૃષ્ઠ કિં. ૦-૬-૦

લેખક . મનસુખલાલ પોટા

પ્રકાશક : સયાજી બાલજ્ઞાન માળા

—વડોદરા

બાબરનુ ચરિત્ર રસિક રીતે આમા આપ્યુ છે. ભાષા જરા અઘરી છે. એટલે હોશિયાર બાળક ઉપયોગ કરી શકે. કિશોરસાહિત્યમા ગણી શકાય.

**બાલબોધક રામાયણ** પૃષ્ઠ પર કિં. ૦-૮-૦

લેખક : મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ

પ્રકાશક પોતે —વડોદરા

રામાયણને ટુંકાવીને બાળકો માટે વાર્તા રૂપે આ પુસ્તક લખ્યુ છે લેખકે પ્રશારો નથી કર્યો પણ આ પુસ્તક મરાઠીનો સીધો અનુવાદ છે લખાવટ અને પદ્ધતિ જૂની છે એટલે બાળકોને ખાસ રસ નહિ પડે. છતા વાચી લે તો સારૂં છે. ઇ સ. ૧૯૧૬ મા છપાયુ છે

ભાષા સરળ છે. વિષય રામચરિત્રનો છે. ત્રીજા ધોરણના બાળકો વાચે વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાચી શકે

**બાલ ભજન સંગ્રહ ભાગ પહેલો** પૃષ્ઠ : ૭૯ કિં. ૦-૫-૦

સંગ્રાહક : ચંદુલાલ કાશીરામ દવે

ગોવિંદરામ ગાળાશંકર ઠાકર

પ્રકાશક પોતે —અમદાવાદ

પ્રાથમિક શાળાના બાળકો ગાઇ શકે એવા જૂના અને નવા ભજન ગીતોનો આ સંગ્રહ છે. બધા ધોરણના બાળકો ઉપયોગ કરી શકે એવો સુંદર સંગ્રહ છે

**બાલ ભજન સંગ્રહ ભાગ બીજો** પૃષ્ઠ : ૧૩૦ કિં. ૦-૮-૦
સંગ્રાહકો : ચંદુલાલ કા. દવે
ગોવિંદરામ બા. ઠાકર
પ્રકાશક : પોતે
—અમદાવાદ

માધ્યમિક શાળાનાં વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે તેવાં ભજન-ગીતોનો આ સરસ સંગ્રહ છે. બાળસાહિત્યમાં ગણી ન શકાય.



**બાલ ભાગવત** પૃષ્ઠ : ૧૦૬ (નાનાં) કિં. ૦-૮-૦
લેખક : મંજુદેવી પંડયા
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

ભાગવતની કથાનું ટુંકું રૂપ આમાં આપ્યું છે. મરાઠીનો અનુવાદ છે. વાતો એટલી રંજક નથી. શૈલી પણ કંગાલ છે. છતાં બાળકો વાંચશે તો ખરાં જ. છપાઈ પણ ઠીક નથી.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક કથાનો છે. ત્રીજા ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો વાચી શકે.



**બાલ મહાભારત** પૃષ્ઠ : ૮૨ કિં. ૦-૮-૦
(બાલબોધક મહાભારત) લેખક : મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ
પ્રકાશક : પોતે
—વડોદરા

મરાઠીનું ભાષાંતર છે છતાં લેખકે સ્વીકાર્યું નથી. આ કથામાં બાળકોને બહુ રસ નહિ પડે. છપાઇ પણ ઘણી જુની છે. મહાભારત કથાને ટુંકાવીને લખી છે.

ભાષા સાધારણ. વિષય પૌરાણિક કથાનો. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



નકામી છે. બાળસાહિત્યમાં હવે એ "રાજા" શબ્દ જ ન આવવો જોઈએ. કારણ કે એ વાર્તાઓમાં ચમત્કાર અને "રાજકુંવરી રૂપ રૂપનો ભંડાર અને છેવટે રાજકુંવરી સાથે રાજકુંવર પરણ્યો." આ મૂળ મુદ્દો હોય છે. આ સંગ્રહમાં આ રીતની વાતો સંયમથી લખાઈ હોવાથી ચલાવી શકાય. બીજી વાતો રસિક અને સરસ છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.



**બાલમિત્રની વાતો ભાગ બીજો** પૃષ્ઠ : ૧૨૪ કિં. ૦-૯-૦
લેખક : ચંદ્રશંકર
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ —વડોદરા

આ ચોપડીમાં ૧૬ વાર્તાઓ આપી છે. પ્રચલિત લોકવાતો છે. કોઈ કોઈ અંગ્રેજીનો અનુવાદ પણ છે. સામાન્ય વાચન તરીકે આવી વાર્તાઓ બાળકોને ગમે છે. ચાર પાંચ વાતોમાં પરીઓ આવે છે. પણ તેમને વધુ પડતું મહત્ત્વ નહિ મળતું હોવાથી દોષ બની જતો નથી.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો ભલે વાંચે.



**બાલમિત્ર વાર્ષિક અંક પહેલો** પૃષ્ઠ : ૧૪૬ કિં. ૧-૦-૦
સંપાદિત :
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી —આણંદ

ગુજરાતી ભાષાનાં બાળપત્રોમાં આ પહેલોજ અને સફળ વાર્ષિક અંક પ્રગટ કરવાનો પ્રયત્ન છે. ગાંધીજીથી માંડીને મેઘાણીભાઈ જેવા પ્રતિષ્ઠિત લેખકોની બાળભોગ્ય વાતો આપી છે. વાર્તાઓ છે, સંવાદ છે, કવિતાઓ છે. છે તે બધુંજ સરસ છે. દરેક બાબાપે પોતાનાં બાળકોને આ વાર્ષિક અંક ભેટ આપવો જોઈએ. એક સૂચના કરીએ, કે હવેનાં પ્રકાશનમાં ભૂત અને ડાકણો ન આવે તો સારૂં.

ત્રીજાથી પાંચમા ધોરણ સુધીના વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે.

બાલમિત્ર વાર્ષિક
અંક બીજો

પૃષ્ઠ : ૧૬૧ કિં. ૧-૦-૦
સંપાદિત :
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી
—આણંદ

સંવત ૧૯૮૫ની સાલનો આ બીજો અંક છે. પહેલા અંક જેવોજ સુંદર અને આકર્ષક છે. ગાંધીજીએ પણ વાનગી આપી છે. વાર્તાઓ, સંવાદ, કવિતા અને વિનોદવાળી સામગ્રીથી ભરપૂર છે. ચિત્રો ઘણાંજ સુંદર છે. બાળકો અંક હાથમાં આવતાંજ ખુશ બની જશે. બાળસાહિત્યની આ એક સમૃદ્ધિ ગણાય.

ત્રીજાથી પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

☘

બાલ રામાયણ

પૃષ્ઠ : ૧૨૮ કિં. ૦-૬-૦
લેખક : પ્રભાશંકર જયશંકર પાઠક
પ્રકાશક : પોતે
—મુંબઈ

કવિતામાં રામાયણની કથા લેખકે લખી છે. ભાષા અને કાવ્યપ્રવાહ રસપ્રદ નથી. બાળકો વાંચી શકે નહિ. બાળસાહિત્યમાં ન લઈ શકાય.

☘

બાલ રામાયણ

પૃષ્ઠ : ૧૯૨ કિં. ૦-૧૦-૦
અનુવાદક : લીલાવતી બેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આ બાલરામાયણ બંગાળીનો અનુવાદ છે. કદાચ સ્વતંત્ર રીતે લખાયું હોત તો આવું સુંદર પુસ્તક ન બન્યું હોત. બાળકોને રૂચે એવી વાર્તા શૈલીમાં રામકથા લખાઈ છે. બાળકોને ખૂબ ગમશે. પુરાણી કથાના દોષો કાઢી નાખીને વાર્તાની ઢબે આવાં જૂનાં પુસ્તકો રજૂ થાય એ ઈષ્ટ છે.

ભાષા સરળ છે. વિષય રામચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.

**બાલ રામાયણ** પૃષ્ઠ : ૬૯ કિં. ૦-૬-૦
લેખક : સૌ. મંજુદેવી માર્તંડરાવ પંડયા
પ્રકાશક : પુસ્તકાલય સહાયક સ. મંડળ
—વડોદરા

મરાઠી બાલરામાયણનું આ ભાષાંતર છે. અનુવાદ કાચો છે. વાર્તાની દૃષ્ટિએ પણ રસિક નથી. છતાં બાળકો વાંચશે તો જરૂર. રસ પણ પડશે. "સયાજી બાલજ્ઞાનમાળા" નું આ પુસ્તક છે. આટલા નાનકડા પુસ્તકની છ આના કિમ્મત વધારે ગણાય. ફંડમાંથી ચાલતી માળાનાં પુસ્તકો તો વધારે સસ્તાં હોવાં જોઇએ.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**બાળ રામાયણ** પૃષ્ઠ : ૪૪ કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે

મરાઠીનો આ અનુવાદ છે. ટુંકમાં રામચંદ્રજીનું જીવન લખાયું છે. વાર્તા શૈલીમાં રામાયણનું વસ્તુ સારી રીતે વણી લીધું છે. બાળકોને માટે ઓછાં પુસ્તકો વાંચવા માટે હતાં ત્યારે આ ચોપડી રસ જમાવતી હશે, પણ હવે તો જરા લૂખી લાગે. છતાં બાળકોને વાંચવી ગમશે તો ખરીજ. ઈ. સ. ૧૯૦૪માં છપાઇ છે.

ભાષા સરળ છે. વિષય રામચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.



**બાલ લોકગીત સંગ્રહ** પૃષ્ઠ : ૬૪ કિં. ૦-૩-૦
**ભાગ ૧ લો** સંપાદક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નાનાં મોટાં ૫૦ લોકગીતો આમાં આપ્યાં છે. બાળકોને આવાં ગીતો ગાવાં ગમશે. આજકાલ બાળકો માટે લખાતાં જેવાં તેવાં જોડકણાંમાં આ લોકગીતોનો અંશ પણ નથી હોતો. તેના કરતાં આવાં ગીતો ગવાય એજ ઉત્તમ છે.

શબ્દો બાળકો ઝીલી લેશે.

બાળવર્ગથી બીજા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરી શકે. બાળકો ઉપયોગ કરે તે ઇષ્ટ છે.

**બાલ લોકગીત સંગ્રહ**
**ભાગ ૨ જો**

પૃષ્ઠ : ૬૮ કિં. ૦-૩-૦
સંપાદક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

૫૫ લોકગીતોનો આ બીજો ભાગ છે. બધાંજ ગીતો બાળકો ગાઇ શકે તેવાં છે. સ્ત્રીઓને પણ આ સંગ્રહ વધારે ગમે. કન્યાશાળાઓને વધારે ઉપયોગી થઈ પડશે.

ભાષા ઘરગથુ અને શબ્દો ઘડાયલા છે. પહેલાથી ત્રીજા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરી શકશે. બાળકોને ખુશીથી આપીએ.

**બાલવાર્તાવલિ**
**ભાગ પહેલો**

પૃષ્ઠ : ૭૪ કિં. ૧-૦-૦
લેખક : સૌ. હંસાબેન મહેતા
પ્રકાશક : પોતે
—મુંબઈ

પહેલા અને બીજા ધોરણનાં નાનાં બાળકો મોજથી વાંચી શકે તેવી ૧૨ સચિત્ર સુંદર વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે. બાળકોને ખૂબ ગમશે. પુસ્તકની છપાઇ, અને સુઘડતા પ્રશંસાપાત્ર છે.

ભાષા સરસ છે. વિષય વાર્તાનો છે. પહેલા અને બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

**બાલવાર્તાવલિ ભાગ બીજો**

પૃષ્ઠ : ૧૩૪ કિં. ૧-૮-૦
લેખક : સૌ. હંસાબેન મહેતા
પ્રકાશક : પોતે
—મુંબઇ

ત્રીજા ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે તેવી ૧૫ નાની મોટી વાર્તાઓ આ બીજા ભાગમાં આપી છે. વાર્તાઓ બાળકોને ગમે તેવી છે. અંગ્રેજી વાર્તાઓના અનુવાદ અર્થવગરના જાદુ અને ગજકુંવરીના મિથ્યા તત્ત્વવાળા છે. છતાં લખાવટમાં મર્યાદા જળવાઇ હોવાથી વાંચનમાં હરકત નથી. ચિત્રો સારાં અને સુઘડ છે

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

**બાલવિજ્ઞાન ભાગ પહેલો**

પૃષ્ઠ : ૧૨૮ (મોટાં) કિં. ૧-૮-૦
લેખક : સૌ. વિમળા સેતલવાડ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

આ બાળસાહિત્યનું ઉત્તમ પુસ્તક છે. એ માટે લેખક અને પ્રકાશક ધન્યવાદને પાત્ર છે. આપણા રોજના ઉપયોગમાં આવનારી કેટલીક વસ્તુઓનું વિજ્ઞાન સરળ અને સહેલી ભાષા તથા ઢબમાં સમજાવ્યું છે. દરેક બાળકને આ પુસ્તક આપવું જોઇએ. ચિત્રો અને છપાઇ પણ ઉત્તમ છે.

ભાષા સરળ છે. વિષય વિજ્ઞાનનો છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો અવશ્ય વાંચે.

**બાલવિજ્ઞાન ભાગ બીજો**

પૃષ્ઠ : ૧૪૦ (મોટાં) કિં. ૧-૮-૦
લેખક : સૌ. વિમળા સેતલવાડ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા.

આ બીજા ભાગમાં ૧૬ પાઠોમાં જુદા જુદા વિષયનું વિજ્ઞાન સરળ અને સુબોધક ભાષામાં લખ્યું છે. આ પુસ્તક બાળસાહિત્યની શોભા રૂપ છે. ચિત્રો સારાં અને ઉપયોગી છે. દરેક બાળક આ પુસ્તક વાંચે એ ઇચ્છીએ. કેટલાક "પૃથક્કરણ" જેવા અઘરા શબ્દો ન જોઇએ.

ભાષા સરળ છે. વિષય વિજ્ઞાનનો છે. પાંચમા ધોરણનાં અને હોશિયાર બાળકો વાંચી શકે.

**બાલવીર**

પૃષ્ઠ : ૯૬ કિં. ૦-૮-૦
લેખક : હરરાય અમુલખરાય દેસાઈ
પ્રકાશક : પોતે
—અમદાવાદ

સ્કાઉટીંગ (બાલવીર વિદ્યા)ને લગતી બંધારણીય માહિતી આ પુસ્તકમાં આપી છે. સાથે સ્કાઉટીંગને લગતો બોધ પણ છે. તેને લગતી પ્રવૃત્તિનું સરળ વર્ણન આપ્યું છે. કિશોર વિદ્યાર્થીઓ અને શિક્ષકોના ઉપયોગનું સાહિત્ય છે.

**બાલશાળામાં**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૬-૬
લેખક : [illegible]
પ્રકાશક : [illegible]
—[illegible]

[illegible] આમાં આપ્યા છે. બાળકોને [illegible] છે.

ભાષા સરળ છે. વિષય [illegible] છે. [illegible] બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

**બાલસુબોધ રત્ન**

પૃષ્ઠ : ૨૬ કિં. ૦-૨-૦
લેખક : હિરાલાલ શિવારામ રાવળ
પ્રકાશક :
—ગુણાતાકા

૩૫ વરસ ઉપર બાળકોને સારી સિખામણ આપવા આ પુસ્તક છપાયું હતું. મૂળ મરાઠીમાં છે. દષ્ટાંતો વાર્તાઓ અને ઉપદેશ સાદી રીતે લખ્યાં છે. આજે આવું વાચન બાળકોને નીરસ માલુમ પડશે. હવે તો આ ચોપડી બજારમાં મળતી પણ નથી.

*

**બાલ હાસ્ય**

પૃષ્ઠ : ૫૨ કિં. ૦-૮-૦
લેખક :
પ્રકાશક : શ્રી જનરલ બુક ડીપો
—મુંબઈ-૨

જુદા જુદા સાત લેખકોની દશ વાર્તાઓ આમાં આપી છે. વાર્તાઓમાં ચિત્રો પણ આપ્યાં છે વાંચતાં રસ પડે તેવી શૈલીથી લખાઈ છે. બધી વાર્તાઓમાં કંઈ ને કંઈ હસવા જેવું મળે છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય હાસ્યવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

**બાલા ગીતમંજરી**

પૃષ્ઠ : ૪૬ કિં. ૦-૪ ૦
લેખક : ચુનીલાલ કુ. શાહ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

પ્રસિદ્ધ કવિઓનાં કન્યાઓને ગાવાલાયક ગીતો આમાં આપ્યાં છે. પણ ગીતો

એવાં રસભર કવિતાવાળાં નથી. ભાષાનો પણ કંઈ વિવેક નથી રહ્યો. એટલે કોઈ ધોરણ માટે ઠરાવી ન શકાય. કન્યાઓ ઉપયોગ કરી શકે.

બાવલાનાં પરાક્રમો | પૃષ્ઠ : ૧૭૩ | કિં. ૧-૦-૦
લેખક : સૌ. હંસા મહેતા બી. એ.
પ્રકાશક : બાલજીવન કાર્યાલય —વડોદરા

એક અંગ્રેજી લાંબી બાલવાર્તાનો આ અનુવાદ છે. એક સુથાર છે. તે લાકડાના કકડામાંથી ઢીંગલો બનાવે છે. તે ઢીંગલો જીવતો થાય છે. અને અવનવા પ્રસંગો રચે છે. પરીની પણ તેને હુંફ મળે છે. વાર્તા ખૂબ રસિક છે. ખોટા વહેમને ક્યાંય આવવા નથી દીધો, અને વાર્તા અદ્દભુત ઘટનાઓમાં ગુંથી દીધી છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય પરીકથાનો છે. ચોથા અને પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાંચે.

બાળ ઉખાણાં | પૃષ્ઠ : ૬૩
લેખક : ચુનીલાલ રામચંદ્ર શેલત
પ્રકાશક : બાલસાહિત્ય પ્રકાશન મંદિર —સુરત

૬૭૧ નાનાં ઉખાણાંનો આ સંગ્રહ છે. આવાં ઉખાણાં બાળકો મોંએ કરીને ઘણો સરસ વિનોદ ઊભો કરી શકે છે. બધાં ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

બાળ ઉખાણાં | પૃષ્ઠ : ૪૮ | કિં. ૦-૮-૦
લેખક : કાનજી કાળિદાસ જોષી
પ્રકાશક : કે. કે. જોષી એન્ડ બ્રધર્સ
કાંદાવાડી—મુંબઈ

જાનવરો, પક્ષીઓ, જંતુ, ખગોળ, ભૂગોળ, વનસ્પતિ વગેરેનાં ઉખાણાંનો આ સંગ્રહ છે. બધાં લોકપ્રચલિત છે. બાળકોને ગમ્મત આપે તેવું આ સાહિત્ય સંઘરવા જેવું છે. તેથી બાળકોની યાદદાસ્ત અને વિચારશક્તિ કેળવાય છે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. ત્રીજા ધોરણ પછીનાં બધાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

'બાળક'ની ૧૩ વાતો | પૃષ્ઠ : ૫૬ | કિં. ૦-૩-૦
સંપાદક : બી. પુ. વ્યાસ
પ્રકાશક : બાળક કાર્યાલય
—ગોધરા

જુદા જુદા ૧૩ લેખકોની ૧૩ વાતો આમાં આપી છે. તેમાંની પહેલી અને ત્રીજી દુષિત છે. બાકીની ઠીક છે. બાળકોને વાંચવી ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. પહેલી અને ત્રીજી વાર્તા કાઢી લઈને બાળકને વાંચવા આપી શકાય.



'બાળક'ની વાતો ભાગ બીજો | પૃષ્ઠ : ૮૦ | કિં. ૦-૪-૦
લેખક :......
પ્રકાશક : બાળક કાર્યાલય
—ગોધરા

જુદા જુદા લેખકોની ૩૩ વાતોનો આ સંગ્રહ છે. સંગ્રહમાં વાચનનું ધોરણ એકધારું નથી રહ્યું. વાતો બાળકોને ગમે તેવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



બાળકોના લેખો | પૃષ્ઠ : ૩૫ | કિં. ૦-૧-૬
લેખક : બાળકો
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

બાળમંદિરનાં બાળકોએ આપેલા વાંચનપાઠો અને વાર્તાઓ આમાં છે. તેમની કક્ષાનાં બાળકો માટે બાળકો પોતે જેટલું સારું લખી જાય છે, એવું આપણા મોટા લેખકો તેમના માટે નથી લખતા, તેનું આ ચોપડી ઉદાહરણ છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ હોય જ. વિષય વાચનપાઠનો છે. બાળ વર્ગનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપવું.

❧

માટે કશું નહોતું ત્યારે આ પુસ્તક એક વિદ્વાન પુરુષના હાથે તૈયાર થયું છે તેમાંની વાતો બોધક અને રસિક છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય નીતિવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાળકોનો આનંદ ભાગ બીજો.** પૃષ્ઠ : ૧૫૨ કિં. ૦-૧૦-૦
લેખક : ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ
પ્રકાશક : ગુજરાતી પ્રેસ —મુંબઇ

"ઇવનીંગ્સ એટ હોમ" નામક અંગ્રેજી વાર્તાપુસ્તકનો આ અનુવાદ છે. વાર્તાઓ ઉપદેશ અને નીતિ શીખવતી છે. બાળકોને રસ પડે એવી ટુંકી વાતો છે. જૂની ઢબની વાચનપાઠની પદ્ધતિ છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો. છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાળકોનો બીરબલ** પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

બીરબલ અને બાદશાહની છ વિનોદચાતુરીની વાર્તાઓ આપી છે. બાળકોને વાંચવી ખૂબ ગમશે. આવી વાતો જ્ઞાન સાથે ગમ્મત આપે છે

ભાષા સરળ છે. બાળભોગ્ય શૈલી છે. વિષય વિનોદનો છે. પહેલા અને બધાં ધોરણના વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**બાળકોનો બીરબલ ભાગ ૨ જો.** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

પહેલા ભાગની પેઠે આમાં પણ બાદશાહ બીરબલની છ વાતો છે. છયે વિનોદ ચાતુરીની છે. બાળકોને ખૂબ ગમશે. ભાષા પણ યથાયોગ્ય છે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. બધાં ધોરણનાં વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપવું.



બાળકોના શ્રીકૃષ્ણ — પૃષ્ઠ : ૧૯૯ — કિં. ૦-૮-૦
લેખક : સાકરલાલ તુળજારામ યાજ્ઞિક
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ —પુના

શ્રી કૃષ્ણનું જીવનચરિત્ર સુબોધક અને સરળ ભાષામાં લખ્યું છે. વર્ણન બાળભોગ્ય અને રસિક છે. આ ચરિત્ર બાળકોને ગમે તેવું છે. ચિત્રો પણ સારાં છે. બાળકો જરૂર ઉપયોગ કરે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



બાળકોનાં ગીતો — પૃષ્ઠ : ૫૨ — કિં. ૦-૫-૦
લેખક : રમણલાલ પી. સોની
પ્રકાશક : ચુનીલાલ વિ. બુટાલા —મોડાસા

બાળવર્ગથી પહેલા ધોરણનાં બાળકો ગાઈ શકે તેવાં આ કાલાંઘેલાં ગીતોનો સંગ્રહ છે. ગીતો સાદાં અને સરસ છે. બાળકોને કોઈ ગવડાવે તો ગાવાં ગમશે જરૂર.

ભાષા સાદી છે. વિષય ગીતનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.



બાળકોની રંગભૂમિ — પૃષ્ઠ : ૧૨૭ — કિં. ૦-१२-०
લેખક :
પ્રકાશક : બાલજીવન કાર્યાલય —વડોદરા

બાળકો પોતે ભજવી શકે એવા બોધક અને રંજક ૧૧ સંવાદો આપ્યા છે. વાચન તરીકે ચાલે તેવા નથી. ભજવવા હોય તેને ઘણા ઉપયોગી થઇ પડશે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. ત્રીજા ધોરણથી બધા વર્ગનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરી શકે.



બાળકોનો આનંદ ભાગ પહેલો — પૃષ્ઠ : ૧૮૦ — કિં. ૦-१०-०
લેખક : ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ
પ્રકાશક : ગુજરાતી પ્રેસ —મુંબઇ

ઈવનિંગ્સ ઍટ હોમ નામક અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે. જ્યારે બાળકો

માટે કશું નહોતું ત્યારે આ પુસ્તક એક વિદ્વાન પુરૂષના હાથે તૈયાર થયું છે. તેમાંની વાતો બોધક અને રસિક છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય નીતિવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાળકોનો આનંદ ભાગ બીજો.** પૃષ્ઠ : ૧૫૨ કિં. ૦-૧૦-૦
લેખક : ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ
પ્રકાશક : ગુજરાતી પ્રેસ —મુંબઇ

" ઇવિનીંગ્સ એટ હોમ " નામક અંગ્રેજી વાર્તાપુસ્તકનો આ અનુવાદ છે. વાર્તાઓ ઉપદેશ અને નીતિ શીખવતી છે. બાળકોને રસ પડે એવી ટુંકી વાતો છે. જૂની ઢબની વાચનપાઠની પદ્ધતિ છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો. છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાળકોનો બીરબલ** પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

બીરબલ અને બાદશાહની છ વિનોદચાતુરીની વાર્તાઓ આપી છે. બાળકોને વાંચવી ખૂબ ગમશે. આવી વાતો જ્ઞાન સાથે ગમ્મત આપે છે

ભાષા સરળ છે. બાળભોગ્ય શૈલી છે. વિષય વિનોદનો છે. પહેલા અને બધાં ધોરણના વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**બાળકોનો બીરબલ ભાગ ૨ જો.** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

પહેલા ભાગની પેઠે આમાં પણ બાદશાહ બીરબલની છ વાતો છે. છયે વિનોદ ચાતુરીની છે. બાળકોને ખૂબ ગમશે. ભાષા પણ યથાયોગ્ય છે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. બધાં ધોરણનાં વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપવું.



**બાળકોનો મિત્ર**

પૃષ્ઠ : ૧૪૨ કિં. ૦-૮-૦
લેખક : દેવશંકર જેઠાલાલ પંડ્યા
પ્રકાશક : જીવનલાલ અમરસી મહેતા
—અમદાવાદ

કેટલીક વાર્તાઓ, સંવાદો અને ઉપદેશનો આ સંગ્રહ છે. વાતો સાદી છે. સંવાદો પણ એવા જ છે. ઉપદેશ બાળકો વાંચશે નહિ. પુસ્તક બાળકોના હાથમાં મૂકાતાં વાંચે જરૂર, પણ જોઈએ તેવો રસ નહિ મળે. ભાષા જરા કાચી છે.

વાચન નિર્દોષ છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

❧

**બાળ ગરબાવલી**

પૃષ્ઠ : ૬૬ કિં. ૦-૩-૬
લેખક : સ્વ. નવલરામ લક્ષ્મીરામ
પ્રકાશક : વસુમતી ધીમતરામ નવલરામ
—સુરત

૫૦ વર્ષ ઉપર શાળાનાં બાળકોને ઉપયોગમાં આવે તેવો આ કવિતાસંગ્રહ રચાયો હતો. તેમાંનાં કેટલાંક ગીતો હજી પણ પ્રચલિત છે. ધોરણ સચવાયું નહિ હોવાથી કઇ કક્ષાનાં બાળકો ઉપયોગ કરે તે કહી ન શકાય. કેટલીક કવિતાઓ સારી છે. બાળકો ઉપયોગ કરી શકે.

❧

**બાળ ગીતમાળા**

પૃષ્ઠ : ૧૨૮ કિં. ૦-૬-૦
લેખક : કાશીશંકર મૂળશંકર
પ્રકાશક : પોતે
—વડોદરા

લગભગ ૩૦ વરસ ઉપર આ બાળકોના ગીતનો સંગ્રહ છપાયો છે. ગીતો બધાં જ બાળયોગ્ય છે. બાળકોને રૂચે એવું વસ્તુ લઇને તેના પર સરળ ગીત રચ્યું છે. એવાં ઘણાં ગીતો છે. બાળકો પોતાની મેળે રસથી વાંચી શકે એવી ભાષા છે.

ભાષા સરળ છે. વિષય ગીતનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.

**બાળ જોડકણાં** પૃષ્ઠ : ૩૨ કિં. ૦ ૩ ૦
લેખક : કાનજી કાળીદાસ જોષી
પ્રકાશક : કે. કે. જોષી એન્ડ બ્રધર્સ
—મુંબઈ

ટુંકાં ટુંકાં જોડકણાંનો આ નાનો સંગ્રહ છે. લેખકે પોતે જ જોડી કાઢયાં છે. તેમાં કંઇક ઉપદેશ પણ છે. બાળકોને વાચનમાં રસ પડે તો આનંદ મળે. બાળકોને કંઈ નહિ મળે ત્યારે વાંચશે અને આનંદ પામશે.

ભાષા ઠીક છે. વિષય નિર્દોષ વિનોદનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાચે.



**બાળ ડાયરી** પૃષ્ઠ : ૪૪ કિં. ૦-૩-૦
લેખક : વલ્લભદાસ અક્કડ
નટવર વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

બાળક નોંધ ( ડાયરી ) લખે છે. તેનાં ૩૧ પાનાં આપ્યાં છે. જો કાળજી રાખી હોત અને કોઇ ચાલુ વિષય ચર્ચી લીધો હોત તો ડાયરી વધારે રસિક બનત. છતાં વાચનશોખીન બાળકોને વાંચવી ગમે. સામાન્ય રીતે બાળકોને રસ નહિ પડે. વિશેષતા તરીકે બાળકોને વાંચવા આપવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય વાંચનપાઠનો છે પાંચમા ધોરણના બાળકો ઉપયોગ કરે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાચે.



**બાળ નાટકો ભાગ પહેલો** પૃષ્ઠ : ૩૪ કિં. ૦ ૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

દળ ભંજનજી, ટાઢું ટબુકલું, ખડબડ ખડબડ ખોદત હે, હાકોર અને રગલો, છેવટે વહતો ભાભો: એમ પાંચ સંવાદો આપ્યા છે પાંચે પ્રચલિત વાર્તાઓ છે. બાળ વર્ગનાં બાળકોને ભજવવાં ખૂબ ગમશે. આનું નામ બાળ નાટકો યથાર્થ છે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. ભાષા દષ્ટિએ પહેલાં ધોરણનાં બાળકો વાચે. વિષય નિર્દોષ છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.

ॐ

**બાળ નાટકો ભાગ બીજો** પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

પ્રચલિત વાતો પરથી યોજેલાં પાંચ સંવાદ-નાટકો આમાં આપ્યાં છે. રચના સરસ અને બાળગમ્ય છે. બાળકો આથી ઘણાં ખુશ થશે. ભજવાશે તો વિશેષ આનંદ આપશે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. બાળવર્ગ અને પહેલા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકશે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર ઉપયોગ કરે.



**બાળ નેપોલિયન** પૃષ્ઠ : ૫૫ કિં. ૦-૬-૦
લેખક : દિનકરરાય પુરુષોત્તમરાય જોષીપુરા
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

શ્રી સયાજી બાલ જ્ઞાનમાળાનું આ પુસ્તક છે. નામ બાળ નેપોલિયન રાખવાથી બાળકો વાંચશે એવું વ્યવસ્થાપકો સમજ્યા લાગે છે. આ પુસ્તક બાળકોના ઉપયોગનું નથી. ભાષા અને લખાવટ યોગ્ય નથી.



**બાળ પ્રવાસો** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ભાવનગર પાસે રૂવાપરી માતા, ખોડિયાર માતા, તળાજા અને ગોપનાથ છે. ત્યાંની સફરનું બાળભોગ્ય વર્ણન આ ચોપડીમાં આપ્યું છે. બાળકો વાંચશે તો જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય પ્રવાસનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

**બાળબોધક વાર્તાઓ**

પૃષ્ઠ : ૧૨૦ કિં. ૦-૮-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે
—મુંબઈ

બાળકો માટે આ ચોપડી ભાવનગરના મહારાજાની મદદથી પ્રગટ કરી હતી. બાળકોએ સદ્‌ગુણી બનવું જોઈએ એવા ભાવવાળી વાતો આપી છે. તેવાં ચરિત્રો પણ આપ્યાં છે. આવું નિર્ભેળ વાચન બાળકો વાંચે એ ઇષ્ટ છે. આ ચોપડી હવે તો મળતી નહિ હોય.

ભાષા સાદી છે. વિષય નીતિબોધનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાળવાડી**

પૃષ્ઠ : ૧૧૯ કિં. ૦-૧૦-૦
લેખક : ભોગીન્દ્રરાવ ર દીવેટિયા
પ્રકાશક : મોહનલાલ મનસુખરામ બુકસેલર
—વડોદરા

અંગ્રેજી બાલ પુસ્તક "ગાર્ડન ઑફ ચાઈલ્ડહૂડ"નો અનુવાદ છે વાતો બાલશિક્ષણને લક્ષીને લખાઈ છે. રસિક અને બોધક છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**બાળવાર્તાઓ ભાગ પહેલો**

પૃષ્ઠ : ૧૦૪ કિં. ૦-૬-૦
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આપણા સમાજે બાળકોને હસાવવા રમડવાનું કામ ડોશીમાઓને સોંપી રાખ્યું છે. એ હેતાળ ડોશીમા વાર્તાઓનો ભંડાર ભરી રાખતાં. ગિજુભાઈએ તે ભંડાર પર હલ્લો કર્યો અને બિચારી ડોશીમાનું વાર્તાધન ચોપડીના પાનાંમાં દબાવી-સંઘરી દીધું. કદાચ ગિજુભાઈને લાગ્યું હશે કે આજની ભણેલી બહેન ડોશી થશે અને બાળક વાર્તાની માગણી કરશે ત્યારે ચોપડીઓ શોધવા દોડશે. તેમને માટે આ પૂર્વ તૈયારી હશે.

આમાં નાની મોટી ૧૫ વાર્તાઓ છે. બધી જ મીઠી અને વારંવાર સાંભળવી ગમે તેવી છે. વાંચતાં બાળકો તો ખુશ ખુશ થઇ જશે. આપણા આજના લેખકોને કહીએ કે જરા આવી વાર્તાઓ તો લખો ! ભાષા મૂળગત ઘરેડની અને વહેતી છે. સુંદર ચિત્રો પણ છે.

પહેલા ધોરણનાં બાળકો વાંચશે. અને આનંદશે. દરેક ઘરમાં આ ચોપડી હોવી જોઇએ. બાળકોને આ પુસ્તક આપવું જ જોઇએ.



**બાળવાર્તાઓ ભાગ ૨ જો** પૃષ્ઠ : ૧૨૨ કિં. ૦-૬-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

પહેલા ભાગના જેવી જ આ ૨૫ નાની મોટી વાર્તાઓ છે. પ્રાણી અને પંખીઓ પણ બાળકોની દુનિયામાં ઉચિત રૂપે ગોઠવાઇ જાય છે. બાળકોને ખૂબ ગમશે. વિનોદ સાથે કંઇક જ્ઞાન પણ મળશે. ભાષા સરળ અને વહેતી છે. ચિત્રો પણ છે.

બીજા ધોરણનાં બાળકો સાથે પહેલા ધોરણનાં બાળકો પણ વાંચી લેશે. બાળકોના હાથમાં આ પુસ્તક મૂકવું જ જોઇએ.



**બાળવાર્તાઓ ભાગ ૩ જો** પૃષ્ઠ ૧૪૭ કિં. ૦-૬-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આ ત્રીજા ભાગમાં પણ ૨૫ લોકવાર્તાઓ છે. બધીજ મનોરંજક છે. બાળકો હોંશથી વાંચશે. ભાષા સરળ છે. અને વહેતી છે. ચિત્રો પણ છે. બીજા સાથે પહેલા ધોરણનાં બાળકો વાંચી શકે. બાળકોના હાથમાં ખુશીથી આ પુસ્તક મૂકવું.



**બાળવાર્તાઓ ભાગ ૪ જો** પૃષ્ઠ : ૧૩૮ કિં. ૦-૬-૦
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આગલા ભાગની રીતેજ આ ચોથા ભાગમાં બાળભોગ્ય શૈલીમાં લોકવાર્તા

આપી છે વાર્તાઓ વિનોદી છે. બાળકોને ખૂબ ગમશે. કેટલાક શબ્દો તળપદા કાઠિયાવાડી હોવાથી બાળકોને ન સમજાય ખરા ' પણ તેથી વાર્તાનો પ્રવાહ અટકશે નહિ.

ભાષા સરળ અને ઘરેડની છે. ચિત્રો પણ છે. બીજા સાથે પહેલા ધોરણનાં બાળકો પણ હોંશથી વાંચશે. બાળકોને જરૂર વાંચવા આપીએ.

❧

**બાળવાર્તાઓ ભાગ ૫ મો**    પૃષ્ઠ : ૧૩૭    કિં. ૦-૬-૦
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આગળના ભાગો જેવીજ આમાં ૧૬ વાર્તાઓ છે. બધીજ લોકવાર્તા છે. ૯ મી વાર્તા " તડ તડ તુંબડી તડંતડા " ભૂતની છે. આ વાર્તા કાઢીજ નાખવી જોઇએ. ભૂતનું નિશાન ન રહેવું જોઇએ. બાકી ૧૫ વાર્તાઓ સારી છે.

ભાષા સરળ અને વહેતી છે. ચિત્રો પણ છે. બીજા ધોરણનાં બાળકો વાંચે ૯ મી વાર્તા કાઢી લઇને બાળકોને આ પુસ્તક ખુશીથી વાચવા આપવું.

❧

**બાળવિલાસ**    પૃષ્ઠ : ૧૯૮    કિં. ૧-૦-૦
લેખક : મણિલાલ ન. દ્વિવેદી

નીતિ ઉપદેશ અને સાધ્વી સ્ત્રીઓનાં ચરિત્રો આ પુસ્તકમાં છે. સ્ત્રીઓને બોધક વાચન મળે એ રીતે ઉપયોગી છે. બાળસાહિત્યમાં ન ગણી શકાય.

❧

**બાળવિહાર ભાગ પહેલો**    પૃષ્ઠ : ૧૫૨    કિં. ૦-૧૨-૦
લેખક : ઇશ્વરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

વિજ્ઞાનના પ્રાથમિક નિયમોને વ્યવહારૂ રીતે સરળતાથી સમજાવતી બાબતો વાર્તારૂપે આ પુસ્તકમાં આપી છે એવી ૧૧ વાતો છે. બાળકોને વાંચનમાં રસ પડશે અને જ્ઞાન મળશે. વિજ્ઞાનની આવી વાતો ઘણીજ ઉપયોગી ગણાય.

ભાષા સરળ છે. વિષય વિજ્ઞાનનો છે. ચોથા પાચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

❧

**બાળવિહાર ભાગ બીજો** પૃષ્ઠ : ૯૬ કિં. ૦-૬-૦
લેખક : મુરલીધરલાલ ચીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

પહેલા ભાગની પેઠેજ આ બીજા ભાગમાં પણ વિજ્ઞાનની વાતો વાર્તા શૈલીમાં, સરળ રીતે સમજી શકાય એવી આપી છે. બાળકોને વિજ્ઞાનમાં રસ લેતું કરવા આ વાચન ઉપયોગી થઇ પડે. સરસ પ્રયત્ન છે.

ભાષા સરળ છે. વિષય વિજ્ઞાનનો છે. ચોથા પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

**બાળસદ્‌બોધ વાર્તાશતક** પૃષ્ઠ : ૨૦૩ કિં. ૧-૮-૦
લેખક : ખંડુભાઈ મકનજી ઊમરવાડિયા
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠીની કંપની
—મુંબઈ

જર્મનમાંથી અંગ્રેજી ભાષામાં અનુવાદ થયેલી ૧૦૦ ટુંકી નીતિ અને બોધની વાતોનો આ ગુજરાતી અનુવાદ છે. બાળકોને બોધ મળે એજ મુખ્ય હેતુ છે. તે રીતે વાચન ઉત્તમ છે. ભાષા જૂની ઢબની છે, એટલે અત્યારનાં બાળકોને ઓછું રૂચે. છતાં રસથી વાંચશે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધક વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**બીરબલનો બંધુ** પૃષ્ઠ : ૧૦૩ કિં. ૦-૮-૦
લેખક : અંગ્રેજીમાંથી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

શાયા નામનો એક નટખટ માણસ બીરબલની પેઠે રમુજ પેદા કરે છે. તેની ચાલાકીથી ગમ્મત ઊભી થાય છે. તેની નાની નાની એકવીશ વાતો આપી છે. વાંચીને બાળકો હસતાં થશે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચશે વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

**બીલોરી પહાડ** પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૩-૦
લેખક : રમણુલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

એક પડઘમચી છે. એક સાડી તેને જડે છે. તે એક અદશ્ય કુંવરીની છે. કુંવરી તેને રાક્ષસનો મહેલ બીલોરી પહાડ પર બતાવે છે. ત્યાં પડઘમચી જાય છે. રાક્ષસ આવે છે, ડાકણુ આવે છે. આ સામાન્ય વાર્તા પરદેશી ( અંગ્રેજી ) ભાષા પરથી લખી છે. આવી વાતો હવે આપણે બાળકોને ન આપીએ. તેનો એક જમાનો હતો. તે હવે ગયો.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણુનાં બાળકો વાંચે. વિષય નકામો. બાળકો ન વાંચે એજ સારું.

---

**બુકર ટી. વૉશિંગ્ટન** પૃષ્ઠ : ૪૬ કિં. ૦-૪-૦
લેખક : પંડિત જગન્નાથ પ્રભાશંકર
પ્રકાશક : પોતે
—વડોદરા

અમેરિકાના કર્મવીર વૉશિંગ્ટનનું ટુંકું ચરિત્ર આ પુસ્તકમાં આપ્યું છે. કર્મવીર નર કેવાં કષ્ટો સહીને ધૈર્યથી પોતાનું કામ પાર પાડે છે એ આ ચરિત્રનો હેતુ છે. પણુ બાળકોના ઉપયોગમાં આવે એવી ભાષા અને લખાવટ નથી.

---

**બુદ્ધચરિત્ર** પૃષ્ઠ : ૩૦ કિ. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ભગવાન બુદ્ધનું ચરિત્ર સુબોધ ભાષા અને શૈલીમાં લખાયું છે. બાળકોને જરૂર ગમશે. આવી ઢબે લખાયલાં પુસ્તકો બાળકોની કક્ષા ધ્યાનમાં રાખવાથી ઘણાં ઉપયોગી સિદ્ધ થાય છે.

ભાષા સરળ છે. વિષય જીવનચરિત્રનો છે. પહેલા ધોરણુનાં બાળકો વાંચે, વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

---

બુદ્ધ ગુફાઓ

પૃષ્ઠ : ૮૬ કિં. ૦-૬-૦
લેખક : છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

આ પુસ્તકમાં એલીફન્ટાની ગુફાઓ, કાર્લીની ગુફાઓ, બાજાની ગુફા વગેરે બૌધ સમયની ગુફાઓનું સરસ વર્ણન છે. વિદ્યાર્થીઓ માટે ઘણું જ ઉત્તમ છે. કિશોરસાહિત્યમાં ગણી શકાય.



બે બહેનો

પૃષ્ઠ : ૨૦૯ કિં. ૦-૮-૦
લેખક : હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
પ્રકાશક : પોતે
—વડોદરા

આ રમુજી અને બોધક વાર્તા સ્ત્રીઓ માટે ખાસ લખાઇ છે. બાળકો વાંચી શકે નહિ. બાળસાહિત્યમાં લઈ શકાય નહિ.



બે બાળનાટકો

પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

બે સંવાદ બાળકોને ભજવવા માટે લખ્યા છે. પહેલામાં ત્રણ બહેનોમાં એક બહેન બે બહેનોને નથી ગમતી. બે બહેનો રાજકુંવર પાસે રાસ ગાવા જાય છે. અણગમતી પણ એક ડોશીની કૃપાથી જાય છે. તેના પર રાજકુંવર પરણવા મોહિત થાય છે. પરણવાને બદલે દોસ્તી બાંધવાનું રાખ્યું હોત તો વધારે શોભત બાળ વર્ગની નાની બહેનો પરણવાનો સંવાદ ભજવે એ કેટલું અઘટિત છે? એના જીવનમાં એ વસ્તુ જ નથી. ત્યાં સાંસારિક કૃત્રિમતા આવે છે. બીજો સંવાદ સિંહ અને શિયાળનો છે. બંને સંવાદો બાળવર્ગના બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. પહેલા અને બાળવર્ગનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર ઉપયોગ કરે.

બે બાળવાર્તાઓ

પૃષ્ઠ : ૩૩ કિં. ૦-૧-૬
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : બાલોદ્યાન.કાર્યાલય
—વડોદરા

આમાં બે વાર્તા છે. એકમાં ખેડૂત રીંગણી વાવે છે. તેને એક રીંગણું બેસે છે. તેમાંથી એક છોકરી નીકળે છે. રૂપાળી છે. રાજા તેને પરણે છે. મોટી રાણી તેને મારી નાખવા પ્રયત્ન કરે છે. પણ બચે છે. આ વાત ગણાય નિર્દોષ પણ તેનું તત્ત્વ ઉચિત નથી. આવી અસંભવ વાતોનો ત્યાગ થવો જોઇએ. બીજી વાર્તામાં ખેડૂતને બે કન્યા છે. એક માનીતી છે. બીજીને તેની મા કષ્ટ દે છે. પણ પક્ષી અને જાનવર મિત્રોની મદદથી છેવટે સુખી થાય છે. આ વાર્તા નિર્દોષ છે. બંને વાતો બાળકોને રસ આપે એવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ ગણી શકાય. બાળકો વાંચી શકે.

❧

બ્હેન

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી
—આણંદ

એક બાળાએ ગુલાબનું કુંડું કર્યું છે. તેની શાળામાં હરીફાઇ થવાની છે. તેનો ભાઈ બિમાર પડે છે. તે માટે કુંડું વેચવા જાય છે. એક ભલી બાઇ મદદ કરે છે. હરીફાઇમાં બાળા જીતે છે. આ વાતને સંવાદના રૂપમાં લખી છે. ભજવતાં રસ જમાવી નહિ શકે. વાચન માટે ઉપયોગ કરી શકાય.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. ત્રીજા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

❧

બ્હેનબા

પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૩-૦
લેખક : વ્રજલાલ શાહ
પ્રકાશક : પોતે—દેરાસર પાસે
— વઢવાણ

બાળાઓને ગાવા માટે લખ્યાં હોય તેવાં બાળગીતોનો આ સંગ્રહ છે. લખ્યું છે તે તેના રૂપમાં ઠીક છે. પણ બાળકોને જેવું અપાવું જોઇએ તેવું અપાયું નથી.

ગુજરાતને એવા બાળકવિઓની ખોટ જ રહેશે ? જરા થોડી વિચારમહેનત લેવામાં આવે તો આ લેખક ભાઈ બાળકોને કંઈક આપી શકે એમ છે.

ભાષા સરળ છે. વિષય બાળગીતોનો છે. ત્રીજા ચોથા ધોરણની બહેનો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બહેનો ખુશીથી ઉપયોગ કરે.

☙

**બોધક ચરિત**

પૃષ્ઠ : ૨૪૦ (નાનાં) કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

ટુંકાં અને સરળ નીતિબોધક પ્રસંગો દેશ અને પરદેશનાં સ્ત્રીપુરૂષોના જીવનમાંથી વીણીને લખ્યા છે. આવું વાચન ઉચ્ચ ચારિત્ર્યની માત્રા ગણાય. ૪૦ વરસ પર આ પુસ્તક છપાયું છે. ફરી વાર લખાઈને છપાય તો ઘણું જ ઉત્તમ.

ભાષા સરળ છે. વિષય નીતિપ્રસંગોનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

☙

**ભદ્રબાહુસ્વામી**

પૃષ્ઠ : ૧૯ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ભદ્રબાહુસ્વામી એ જૈન આચાર્ય હતા. તેમની સામે તેમનો જ ભાઇ વરાહમિહીર પડેલો છતાં ભદ્રબાહુસ્વામીએ પોતાની વિદ્વત્તા અને નિષ્ઠાથી જય મેળવ્યો. વાતો જૈન બાળકોને વધારે ગમશે. ભાષા અને શૈલી જરા અઘરી છે. છતાં પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ છે.

☙

**ભરત બાહુલિ**

પૃષ્ઠ : ૧૫ કિં. ૦-૧-૩
લેખક : નાગકુમાર મકાતી
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અયોધ્યાના કુમાર ભરત અને બાહુલિ બંને જુદા જુદા દેશના રાજા. બંને

વાતો બાળકોને રસ પડે તેવી છે. બોધક પણ છે. બાળકોને જરૂર ગમશે. સાથે ઘૂંટેલા કાગળ પર ચિત્રો પણ છે.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક વાતોનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ભીષ્મ અને યુધિષ્ઠિર** — પૃષ્ઠ : ૬૪ — કિં. ૦-૪-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

ભીષ્મ અને યુધિષ્ઠિરનાં ચરિત્રો રસિક રીતે લખ્યાં છે. બાળકોને રૂચે તેવી શૈલી છે. બંગાળી ચોપડીમાંનાં ચિત્રો એવાં ને એવાં આપી દીધાં છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે



**ભીષ્મચરિત્ર ભા. ૧** — પૃષ્ઠ : ૨૬૩ — કિં. ૩-૮-૦
લેખક : વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજી
પ્રકાશક : પોતે
—વડોદરા

આ ચરિત્ર મહાભારતમાંથી વિસ્તૃત રૂપે લખ્યું છે. સામાન્ય સ્ત્રી પુરૂષોને સારૂ ઉપયોગી છે. બાળકો વાંચી શકે તેવું નથી. બાળસાહિત્યમાં લઇ શકાય નહિ.



**ભૂલભુલામણી** — પૃષ્ઠ : ૧૫ — કિં. ૦-૧-૦
લેખક : ......
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

આડાઅવળા રસ્તામાંથી પાર નીકળી જવું કે રસ્તો શોધી કાઢવો એવી સાત ભૂલભુલામણીનાં ચિત્રો આપ્યાં છે. સાથે સમજૂત પણ વાર્તાશૈલીમાં આપી છે. બાળકોને બે ઘડી વિનોદ કરાવશે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. ત્રીજા ધોરણનાં બાળકો ઉપયોગ કરે. વિષય નિર્દોષ છે.

**મેરૂ**

પૃષ્ઠ : ૭૨ કિં. ૦-૬-૦
લેખક : ગિજુભાઇ અને જુગતરામ
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

શાળામાં અભ્યાસ કરતાં બાળકોને ઇતર વાચન તરીકે ઘણુંજ ઉપયોગી થાય તેવું આ પુસ્તક છે. વાતો અને કવિતાઓ એ દૃષ્ટિએ લખાયાં છે. પણ ભાષાની દૃષ્ટિએ તે પાઠય પુસ્તક બની શકે તેવું નથી. વાચન તરીકે ઉત્તમ છે. ઘરમાં પણ બાળકોને વાંચવા આપવા જેવું છે. ચિત્રો પણ સારાં છે. ક્રમિક પદ્ધતિએ ભાષા લખાવી જોઇએ. તેવું નથી થયું, નહિ તો સુંદર પાઠયપુસ્તક બને તેવું છે.

બીજા ધોરણનાં અને શરૂઆતનાં ત્રીજા ધોરણનાં બાળકો જરૂર ઉપયોગ કરે.



**ભેંસના શિંગડામાં**

પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

વિનોદ પેદા કરે એવી પાંચ વાર્તા અહીં આપી છે. બાળકોને તે ખૂબ ગમશે અને વાંચતાં રાજી થશે.

ભાષા સરળ છે. વિષય વિનોદવાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**ભોળી જમના**

પૃષ્ઠ : ૧૦૭ કિં. ૦-૮-૦
લેખક : ઇન્દુપ્રસાદ ભટ્ટ; મણિલાલ ઠાકર
પ્રકાશક : જીવનલાલ અમરસી મહેતા
—અમદાવાદ

ખેડૂતકન્યા જમનાની આ સળંગ વાર્તા છે. મૂળ અંગ્રેજીમાં છે. છતાં વાર્તા એવી રીતે લખાઇ છે કે અનુવાદની ગંધ નથી આવતી. વાર્તા રસિક પણ છે. ગ્રામ્ય દશાનો પણ સારો ચિતાર આપે છે. બાળકોને વાર્તા ગમે તેવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**મણિનાં મૂલ** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧ ૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

એક બ્રાહ્મણ છે. તેને મણિ મળે છે. તે એક ઝવેરીને વેચે છે. પણ મૂલ્ય લેતાં મોહમાં પડી રખડે છે. આ વાર્તા વૈરાગ્ય ભાવના પર લખી છે. બાળકને વાંચવી ગમશે. પણ અંત નહિ રૂચે બાળકોને રસ તો જરૂર પડશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**મણિયો** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૩-૦
લેખક : મસ્તફકીર
પ્રકાશક : નાગરદાસ ઈ. પટેલ
—મલાડ

મણિયો નામે એક બિલાડું છે. તે અડપલાં કરે છે. તેમાંથી રમુજ ઊભી કરવા પ્રયત્ન કર્યો છે. આવી વાતોને આપણે રમ્બાર શૈલીની વાતો કહી શકીએ. પાંચ મણનો પોથો તૈયાર કરવો હોય તોપણ આવી રીતે સળંગ વાર્તાનો બનાવી શકાય. બાળકોને ગમશે જરૂર અને આનંદ પણ મળશે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**મધપૂડો** પૃષ્ઠ : ૯૭ ( મોટાં ) કિં. ૦-૧૨-૦
લેખક : સંગ્રહ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

જુદા જુદા લેખકોની વાર્તાઓ, કવિતાઓ અને સંવાદનો આ સંગ્રહ છે. વિવિધ વાચન તરીકે બાળકોને ગમે. ચિત્રો છે, પણ કઢંગાં.

ભાષા સરળ છે. વિષય વિવિધ સંગ્રહનો છે. ત્રીજા ધોરણથી આગળનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**ભોં ભોં ભોં** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આગબોટ, ગાડી, મોટર, હોડી, ગાડું: એ વાહનોની હાલચાલનું વર્ણન લખ્યું છે. પાઠ સહેજ ટુંકા હોત તો બાળવર્ગનાં બાળકો વધારે સારો ઉપયોગ કરી શકત. વાચનપાઠ તરીકે ઉપયોગ કરી શકાય એવું છે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગ અને પહેલા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે..



**મકનો ને રાક્ષસ** પૃષ્ઠ : ૬૨ કિં. ૦-૬-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

'મકનો ને રાક્ષસ' વાળી વાત પ્રચલિત છે. બીજી બિલાડીવાળી છે. બન્ને વાતો શિક્ષણની દૃષ્ટિએ દમ વિનાની છે. અદ્‌ભુત કે સાહસ વસ્તુ આવે એટલે બાળકોને રસ પડે. રાક્ષસ એ ડરાવનારું સ્વરૂપ બની ગયું છે. એને બદલે બીજું નામ યોજીને જૂનવાણી સ્વરૂપને નવીન રૂપે બાળકો સામે મૂકતા શીખીએ તો વધારે સારું.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણના બાળકો વાંચી શકે. વિષય સામાન્ય. બાળકો વાંચે એ ચલાવી લેવાય.



**મકનો મસ્તાનો** પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૧-૬
લેખક : ......
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

બંગાળી પરથી હાથી વિષે એક સરસ વાત આમાં લખી છે. હાથીની ખાસિયતો વિષે રસિક વર્ણન છે.

ભાષા સરળ અને સુઘડ છે. વિષય પ્રાણીવાર્તાનો છે. ત્રીજા અને બીજા ધોરણના બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

**મણિનાં મૂલ**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૨ ૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

એક બ્રાહ્મણ છે. તેને મણિ મળે છે. તે એક ઝવેરીને વેચે છે. પણ મૂલ્ય લેતાં મોહમાં પડી રખડે છે. આ વાર્તા વૈરાગ્ય ભાવના પર લખી છે. બાળકને વાંચવી ગમશે. પણ અંત નહિ રૂચે બાળકોને રસ તો જરૂર પડશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**મણિયો**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૩-૦
લેખક : ભરતફકીર
પ્રકાશક : નાગરદાસ ઈ. પટેલ
—મલાડ

મણિયો નામે એક બિલાડું છે. તે અડપલાં કરે છે. તેમાંથી રમુજ ઊભી કરવા પ્રયત્ન કર્યો છે. આવી વાતોને આપણે રબ્બર શૈલીની વાતો કહી શકીએ. પાંચ મણનો પોથો તૈયાર કરવો હોય તોપણ આવી રીતે સળંગ વાર્તાનો બનાવી શકાય. બાળકોને ગમશે જરૂર અને આનંદ પણ મળશે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીવાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**મધપૂડો**

પૃષ્ઠ : ૯૭ ( મોટાં ) કિં. ૦-૧૨-૦
લેખક : સંગ્રહ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

જુદા જુદા લેખકોની વાર્તાઓ, કવિતાઓ અને સંવાદનો આ સંગ્રહ છે. વિવિધ વાચન તરીકે બાળકોને ગમે. ચિત્રો છે, પણ કઢંગાં.

ભાષા સરળ છે. વિષય વિવિધ સંગ્રહનો છે. ત્રીજા ધોરણથી આગળનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



મધુ બિંદુ

પૃષ્ઠ : ૧૨૬ કિં.
સંપાદક : હિમ્મતલાલ ગ. અંજારિયા
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી
—મુંબઇ

૯૭ ગીતોનો આ સંગ્રહ છે. લલિત, ખબરદાર, ન્હાનાલાલ, નરસિંહરાવ એવા પ્રસિદ્ધ કવિઓનાં બાળભોગ્ય ગીતો આમાં આપ્યાં છે. કેટલાંક બાળકો ગાઇ સમજી શકે તેવાં છે અને કેટલાંક અઘરાં છે. એટલે કઈ કક્ષાનાં બાળકો માટે સંગ્રહ છે, તે કહી ન શકાય.

ભાષા સારી છે. વિષય કાવ્યનો છે. ચોથા પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે.



મનોરમા

પૃષ્ઠ : ૧૫ કિં. ૦–૧–૦
લેખક : મોંઘીબેન
પ્રકાશક : ચરોતર એન્યુકેશન સોસાયટી
—આણંદ

એક છોકરી છે. રૂપરૂપનો અંબાર છે. રૂપને છૂપાવવા તે માથે ટોપો પહેરે છે. જુવાન થાય છે ત્યાં સુધી પહેરી જ રાખે છે. છેવટે રાજકુમાર તેને પરણે છે. આવી જૂનવાણી સ્વરૂપની વાર્તા છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



મયણરેહા

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧–૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

મયણરેહા રાજાના ભાઈની વહુ છે. તેના પર તેનો જેઠ મોહી પડે છે. મયણરેહા ડગતી નથી. તેનો પતિ મરાય છે. પોતે વનમાં ચાલી જાય છે. આ ધાર્મિક કથા બાળકોને રસ પડે તેવી રીતે લખાઇ છે. સ્ત્રી પુરુષના સંબંધો લંબાણથી અને શૃંગારિક રીતે નહિ લખવા જોઇએ. તે દોષ આમાં છે. બાકી વાચન બાળકો વાંચે તેવું છે.

ભાષા સરળ છે. વિષય ધાર્મિક કથાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે.

**મહાત્મા આનંદઘનજી** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩
લેખક : નાગકુમાર મકાતી
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

આ ચરિત્ર બાળકો વાંચે તો ઘણુંજ ઉત્તમ. પણ ભાષા અને શૈલી અઘરાં છે એટલે કિશોરસાહિત્યમાં ચાલે.

♣

**મહાત્મા દઢપ્રહારી** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

મહાત્મા દઢપ્રહારી એક લૂટારા હતા. તેમ કરતાં તેમને પશ્ચાત્તાપ થયો અને પ્રાયશ્ચિત્ત કરી વિરાગી થયા. આ કથા સરળ રીતે લખી છે. જૈન દષ્ટિથી લખાઇ છે. બાળકોને ગમશે. " રંડીબાજ " જેવો શબ્દ બાળસાહિત્યમાં ન વપરાવો જોઇએ.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે.

♣

**મહાભારતની નીતકથાઓ** પૃષ્ઠ : ૩૯૮ કિં. ૧-૦-૦
લેખક : મગનલાલ હરિકૃષ્ણ મહેતા
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

મૂળ બંગાળીમાં આ પુસ્તક લખાયેલું છે. તેનો આ અનુવાદ છે. મહાભારતનાં પાત્રો અને પ્રસંગો વીણીને તેમની વિશેષતા અને આદર્શનું ચિત્રણ કર્યું છે. પ્રસંગો ટુંકા અને રસિક છે. કિશોર વિદ્યાર્થીના ઉપયોગનું પુસ્તક ગણાય બાળકો સમજે અને વાંચે એવી ભાષા નથી. વિદ્યાર્થીઓ આ પુસ્તક વાંચે એ ઇષ્ટ છે.

♣

**મહામંત્રી ઉદાયન** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : નાગકુમાર મકાતી
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ઉદયન મંત્રી ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેમનું જીવનચરિત્ર વાર્તા-

શૈલીમાં બાળકોને રસ પડે તેવી રીતે લખ્યું છે. આવાં ચરિત્રો બાળકોને અવશ્ય વંચાવવાં જોઇએ.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**મહારાજા કુમારપાળ** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

કુમારપાળ ગુજરાતની ગાદી પર આવતાં પહેલાં કેવી દયાપાત્ર દશામાં હતા, ત્યાંથી માંડીને રાજ્ય મેળવી ધર્મનિષ્ઠ બન્યા, ત્યાં સુધીની કથા જીવનચરિત્ર રૂપે સરળ ભાષામાં બાળકોને રૂચે તેવી શૈલીથી લખી છે. આવાં ઐતિહાસિક ચરિત્રો બાળકો વાંચે એ હિતકર છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**મહારાજા શ્રેણીક** પૃષ્ઠ : ૧૯ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

મહારાજા શ્રેણિકનું પૌરાણિક જીવનચરિત્ર છે. હોશિયારી, વીરતા અને ત્યાગના પ્રસંગો આપ્યા છે. વાર્તાશૈલીમાં બાળકોને રસ પડે તેવી ભાષાથી લખાયા છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**મહારાજા સંપ્રતિ** પૃષ્ઠ : ૧૨ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અશોકનો પુત્ર કુણાલ, ને તેનો પુત્ર સંપ્રતિ. તેણે વીરતાથી ચક્રવર્તીપણું મેળવ્યું.

તેની વીરકથા આમાં આપી છે. બાળકોને ગમે તેવી વાર્તાશૈલીમાં જૈન દષ્ટિથી લખાઇ છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**મહાસતી અંજના** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

અંજના રાજકુંવરી છે. પરણ્યા પછી તેનો પતિ તજી દે છે. છતાં પતિવ્રતા બની રહીને કષ્ટ સહે છે. અંતે તે નિર્દોષ ઠરે છે અને પવિત્ર જીવન ગાળે છે. જૈન દષ્ટિથી આ વાર્તા લખાઇ છે. બાળકોને ગમે તેવી શૈલી છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રવાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**મહા સતી સીતા** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
— અમદાવાદ

સીતાજીનું ટુંકું ચરિત્ર આમાં આપ્યું છે. ભાષા બાળભોગ્ય ન ગણી શકાય છતાં પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે.

**મહાસભાઓ** પૃષ્ઠ : ૩૦ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

જાનવરોની સભા મળે છે. ફૂલોની સભા મળે છે. અને પંખીઓની સભા મળે છે. તેમાં વાદ ચાલે છે. બાળકોને વાંચવી ગમે તેવી વાર્તા ઢબે લખ્યું છે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

મંગળ

પૃષ્ઠ : ૪૮ કિં. ૦-૬-૦
લેખક : સુરેન્દ્ર રંગનાથ ધારેખાન
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

મંગળગ્રહ વિષે વૈજ્ઞાનિક માહિતી સરસ લખી છે. આવાં પુસ્તકોની ઘણી જરૂર છે. પણ આ પુસ્તક મોટા વિદ્યાર્થીઓના ખપનું છે. એટલે કિશોરસાહિત્યમાં ગણી શકાય.

♣

સંતોષનો પોપટ

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આમાં છ સહેજ લાંબા વાચનપાઠ આપ્યા છે. શાળામાં વાચન તરીકે બાળકો આનો સારો ઉપયોગ કરી શકે.

ભાષા સરળ છે. વાચનપાઠનો વિષય છે. પહેલા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

♣

મા અને છોકરાં

પૃષ્ઠ : ૧૭૧ (નાનાં) કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે

માબાપોએ પોતાનું વર્તન કેવું રાખવું જોઈએ અને તેથી સંતાનો પર કેવી અસર થાય છે, તેની આ એક સરલ સાંસારિક વાર્તા છે. પણ બાળકોના ખપની નથી. બાળસાહિત્યમાં ગણી ન શકાય.

♣

માતાને ખોળે

પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : પોતે
—સુરત

રોમન વીર કેયસને નજીવા ગુના માટે દેશનિકાલની સજા થાય છે. તે ભટકે છે છતાં દેશપ્રેમ નથી છોડતો. આ વાતને સંવાદમાં યોજી છે. વાચનની દૃષ્ટિએ

બાળકો માટે ભાષા અને રચના અઘરાં છે. બાકી સંવાદ સરસ છે. કિશોરસાહિત્યમાં લઇ શકાય. બાળસાહિત્યમાં ન ચાલે.

*

**મામાની જાઉય** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આપણા લોકો ભૂતપ્રેતના ઘણા વહેમો માને છે. એવા વહેમો તોડવા કેટલાક છોકરાઓ સાહસ કરે છે તે આમાં આપ્યું છે. બાળકો રસથી વાંચશે તો ખરાંજ. અજ્ઞાન લોકો દ્વારા પ્રચલિત વહેમની બીનાઓ કેવી ગપોડાંભરી હોય છે, તે આમાંથી જણાશે.

ભાષા સરળ છે. વિષય સાહસનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચે તે સામે ખાસ વાંધો નથી

*

**મારા ગોઠિયા** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આમાં આઠ શબ્દચિત્રો આપ્યાં છે. આવું વાચન બાળકો બહુ નથી વાંચતાં. વિવિધતા ખાતર વાંચે, પણ વધારે તો નહિ જ. છતાં બાળકોને રસ તો પડશે જ. અને આપણા સમાજનાં ભાંડુઓ તરફ જોતાં પણ થશે. એ ખૂબ જરૂરી છે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળ વર્ગનાં બાળકો વાંચી શકશે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

**મારી ગાય** પૃષ્ઠ : ૩૨ કિં ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ગાય પાળીને દૂધ, દહીં, ઘી ખાતાં મોજ કરે છે તેની વાતો રૂપે કથા સુંદર લખી છે. બાળકો વાંચશે તો જરૂર આનંદ મેળવશે.

ભાષા સારી છે વિષય પ્રાણીકથાનો છે બીજા ધોરણના બાળકો વાંચે. વિષય નિર્દોષ છે બાળકો વાંચે એ ઉત્તમ



**મારો જેલનો અનુભવ** પૃષ્ઠ ૧૦૩ કિં. ૦-૮-૦

લેખક ગાંધીજી

પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર

—સુરત

ગાંધીજીએ આફ્રિકામાં સત્યાગ્રહ કરેલો અને જેલમાં ગયેલા ત્યાંની આ હકીકત પોતે લખેલી છે. લખાય છે મોટાઓ માટે પણ ભાષા અને શૈલી એટલા તો સરસ અને સરળ છે કે બાળકો પણ વાંચી શકે આમાંથી સહનશક્તિનો સાચો ખ્યાલ મળી શકે છે

ભાષા સરળ છે વિષય વૃત્તાંતનો છે પાંચમા ધોરણના બાળકો વાંચી શકે વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાંચે



**મિત્રતા વિષે નિબંધ** પૃષ્ઠ ૮૮ કિં. ૦-૬-૦

લેખક પુરૂષોત્તમ કહાનજી ગાંધી

પ્રકાશક પોતે —જુનાગઢ

મિત્ર કેવો હોવો જોઇએ તે વિષે દાખલા આપીને નિબંધ લખ્યો છે બાળકોને તો આ વાચન પચે તેવું નથી. કિશોરો માટે પણ જરા જૂનું ગણાય.



**મિથ્યાભિમાન નાટક** પૃષ્ઠ ૧૪૪ કિં. ૦-૮-૦

લેખક કવિ દલપતરામ ડાહ્યાભાઈ

પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

—અમદાવાદ

હાસ્યરસનું આ સરસ નાટક છે પણ તે કિશોર સાહિત્યમાં ગણી શકાય.



**મિયાંડિ** પૃષ્ઠ ૧૯ કિં ૦-૧-૦

લેખક

પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર

—સુરત

એક ગામડિયો છે કોઇની પાડી ચોરે છે અદાલતમાં કામ ચાલે છે વકીલ

ની સલાહ પ્રમાણે તે ગાંડો બનીને છૂટે છે. પછી તો વકીલ ફી માગે છે, ત્યારે પણ ગાંડો બની જાય છે. આ રમુજી કિસ્સાને સંવાદ રૂપે આપ્યો છે. બાળકો ભજવશે તો સરસ રમુજ ઊભી થશે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. ચોથા અને પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ ઉપયોગ કરે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર ઉપયોગ કરે.



**મીઠી મીઠી વાતો** પૃષ્ઠ : ૧૬૧ કિં. ૦-૫-૬
લેખક : ગણપતરામ અનુપરામ ત્રવાડી
પ્રકાશક : મુંબાઇ ઇલાકાનું કેળવણી ખાતું

ઇ. સ. ૧૮૮૬માં અંગ્રેજી વાતોનો અનુવાદ કરીને આ પુસ્તક સરકારી ખાતાએ વિદ્યાર્થીઓ માટે તૈયાર કરાવ્યું હતું. તેમાંની વાતો નીતિબોધક છે. લખાવટ અને ભાષા અત્યારે નબળાં ગણાય. કદાચ બાળકોને વાંચનનો રસ ન પણ આપી શકે.

ભાષા સરળ છે વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.



**મીની માશી** પૃષ્ઠ : ૪૩ કિં. ૦-૬ ૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બુક ડીપો
—મુંબઈ

બિલાડીની હોંશિયારી અને બુદ્ધિમત્તાની ૧૩ સચિત્ર વાતો આપી છે. બાળકોને રસ પડે અને તે પ્રાણી વિષે માહિતી મળે તેવું વાચન છે. બધા કિસ્સાઓ સાચા છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીવર્ણનનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.



**મુકુલ** પૃષ્ઠ : ૨૨૮ કિં ૦૧૨-૦
લેખક : ......
પ્રકાશક : યુગધર્મ કાર્યાલય
—અમદાવાદ

મર રમણભાઇ નીલકંઠના કુટુંબનાં બાળમિત્રો એક હસ્તલિખિત માસિક

કાઢતા. તેમાંની ૬૪ વાર્તાઓ આ ચોપડીમાં આપી છે. આપણાં બાળકો કેવા સાહિત્ય અને વાર્તા–વાતાવરણ વચ્ચે પળે છે, તેનો આ એક પુરાવો બની શકે છે. બધી જ વાતો બાળદોસ્તોની લખેલી છે. તેઓ જે શીખ્યાં અને તેમને જે જાતનું સાહિત્ય વાંચવા મળ્યું, એનું પરિણામ તેમણે આ વાતો દ્વારા બહાર પાડયું. બધીજ વાતો લગભગ પરદેશી સાહિત્ય અને વાતાવરણના પડઘા રૂપ છે. આપણી દેશીયતા કે આપણા સાહિત્યનું નામ નિશાન નથી.

આ સંગ્રહમાંની વાતોનાં લેખક બાળમિત્રોએ કરેલો પ્રયાસ ઉત્તમ છે. કેળવણીની કિંમત સમજતાં માબાપોએ પોતાનાં બાળકોને આવી પ્રવૃત્તિ કરતાં કરવા જોઈએ. લખાવટ અને ભાષા સંસ્કારી છે. બાળકોને આમાંની વાતો ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**મુનિશ્રી હરિકેશ** પૃષ્ઠ : ૧૫ કિં. ૦–૧–૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

હરિકેશ જાતે ચંડાળ હતા. તેમને જ્ઞાન થયું અને વૈરાગી બન્યા. સત્સંગથી ઊંચ પદવી પામ્યા. જૈન સાધુનું આ ચરિત્ર બાળકોને ગમે તેવી શૈલીમાં તે સમાજનાં બાળકો માટે લખાયું છે. બધાં બાળકો રસથી વાંચી શકે તેવું છે.

ભાષા સરળ છે. વિષય ધાર્મિક ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**મુલતવી રાખવાનાં માઠાં ફળ** પૃષ્ઠ : ૧૨૦ કિં. ૦–૧૦–૦
લેખક : વિઠ્ઠલરાય ગો. વ્યાસ
પ્રકાશક : પોતે
—અમદાવાદ

આ પુસ્તક અંગ્રેજીનો અનુવાદ છે. દરેક માણસ માટે આવું વાચન હિતકર હોય છે. પણ આ પુસ્તક બાળકોના ખપનું નથી. બાળસાહિત્યમાં ન ગણી શકાય.



**મૂરખરાજ**

પૃષ્ઠ : ૬૩ કિં: ૦-૮-૦
લેખક : મહાત્મા ટોલસ્ટોય
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર

મહાત્મા ટોલસ્ટોયની એક નીતિકથાનો સરળ અને બાળભોગ્ય સંક્ષિપ્ત તરજૂમો આપ્યો છે. વાર્તા બાળકોને રૂચે તેવી છે. આની વાતો પરીકથાનું સુંદર દૃષ્ટાંત છે. ઉદ્યોગી માણસ ખંત અને મહેનતથી ફાયદો જ ઉઠાવે છે, એ ઉત્તમ રીતે સાબિત કર્યું છે.

ભાષા સરળ છે. વિષય નીતિકથાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**મૂરખો**

પૃષ્ઠ : ૧૦૩ કિં. ૦-૮-૦
લેખક : મંછારામ ઘેલાભાઇ
પ્રકાશક : ગુજરાતી પ્રેસ
—મુંબઇ

અવનવાં અડપલાં કરીને એક મૂરખો વિનોદ અને રમુજભર્યા પ્રસંગો ખડા કરે છે. સામાન્ય માણસોને નિર્દોષ અને શિષ્ટ વિનોદ આપે છે. બાળકો માટે જરા ભારે ગણાય. એટલે કિશોરસાહિત્યમાં લઇ શકાય.



**મૃગાવતી**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

એક ચિત્રકાર છે. તે અંગુઠો જોઇને જ આખા શરીરનું ચિત્ર દોરે છે. રાણીનું એવું ચિત્ર દોરાય છે. રાજા તેથી ગુસ્સે થઇ તેનો અંગુઠો કાપે છે. ચિત્રકાર એક બીજા રાજાને ઉશ્કેરે છે. તે ચડી આવે છે. આ રાજા મરાય છે. તેની પત્ની મૃગાવતીને પેલો રાજા રાણી બનવા લલચાવે છે. મૃગાવતી પાતિવ્રત્ય પર દૃઢ રહે છે. છેવટે પ્રભુ મહાવીર મળે છે અને સાધ્વી બને છે.

ભાષા અને વર્ણન જરા અઘરાં છે. કિશોરસાહિત્યમાં ચાલે.



**મેઘધનુષ** | પૃષ્ઠ : ૬૪ | કિં. ૦-૪-૦

લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

પરચુરણ ઘણી બાબતો, જાણવા જેવી, વિનોદી, વૈજ્ઞાનિક ટુંકમાં આપી છે. કંઈક ક્રમ કે ધોરણ સાચવીને લખી હોત તો વધારે સારો ઉપયોગ થાત. આવી માહિતી અને વિનોદ બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**મોજડીનાં મૂલ્ય** | પૃષ્ઠ : ૩૬ | કિં. ૦-૨-૬

લેખક : ઉમિયાશંકર જી. ઠાકર
પ્રકાશક : સી. એચ. દવેની કંપની
—આણંદ

એક રાજકુંવરી છે. રૂપરૂપનો ભંડાર છે. તેની મોજડી એક સમડી લઇ જાય છે. તે એક રાજકુંવર લઈ આવે છે અને કુંવરીને પરણવાની હઠ લઇ પરણે છે. તેને એક બીજી સ્ત્રી પણ છે. તે અદેખાઇ કરે છે. આ વાર્તામાં રૂપનાં ખૂબ વખાણ કર્યાં છે. રૂપનાં વખાણ કરવા માટે પ્રેમલા પ્રેમલીની નવલકથા લખવી જોઇએ. બાળકોના મગજમાં રૂપની તુલના શા માટે જગાવો છો ? એથી તમે બાળકની કઇ વૃત્તિ જાગ્રત કરીને રસ જમાવવા માગો છો, તેનો બાળસાહિત્યના લેખકે વિચાર કરવો જોઇએ. એકંદરે વાર્તા ઠીક છે. રસિક છે. પરણવાની હઠ અને રૂપનાં વખાણ એ બે વસ્તુ અનિચ્છનીય છે. છતાં આપવી હોય તો ત્રીજા ધોરણનાં બાળકોને વાંચવા આપી શકાય.

❧

**મોટા પાઠો** | પૃષ્ઠ : ૪૦ | કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નામ ભલે મોટા પાઠો રહ્યું, પણ છે નાના. બાળવર્ગના બાળકોને એનું વાંચન અભ્યાસમાં ઉપયોગી નીવડશે. એવા ૩૮ પાઠ છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગનાં બાળકો ઉપયોગ કરે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર ઉપયોગ કરે.

-

**મોટી બ્હેન**

પૃષ્ઠ : ૨૧૫ ( નાનાં ) કિં. ૦ ૮-૦
લેખક : ગિજુભાઇ અને જુગતરામ
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

નાના પાઠો, કવિતાઓ, વાતો મળીને ૮૪ વાચનપાઠનો આ સંગ્રહ છે. લખાવટ અને રચના સુંદર છે. વાતોમાં રસ પડે, પાઠો વાંચવા ગમે, અને ગીતો ગાવા શીખવાનું મન થાય તેવાં છે. આ સંગ્રહ શાળાઓમાં અને ઘેર બાળકોને ખૂબ આનંદ આપશે.

બાળવર્ગનાં હોશિયાર બાળકો અને પહેલા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકશે.



**મોતિયો**

પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આમાં પાંચ વાચનપાઠ આપ્યા છે. વાચનશોખીન બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ભલે વાંચે.



**મોતિયો**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક :
— મલાડ

આ પણ રબ્બર શૈલીની પ્રાણીવાર્તા છે. અંગ્રેજીમાં આવી વાતો ઘણી છે. આવી વાતોમાં વાસ્તવિકતા વધારે હોય એજ એની ખૂબી છે. બાળકોને આવી વાતો ગમે ખરી. એક કૂતરૂં અને કૂતરી છે. બંને અડપલાં કરી રમુજ પેદા કરે છે. બાળકોને વાંચવામાં મઝા આવશે. ચિત્રો અને રૂપરંગ સારાં છે.

ભાષા સરળ છે. વિષય-પ્રાણીવાર્તાનો છે. બીજા ત્રીજા ધોરણનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

મોતીના દાણા | પૃષ્ઠ : ૫૬ | કિં. ૦-૫-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

નાની નાની કેટલીક પંખી-પ્રાણીની વાર્તાઓ અહીં લખી છે. વાર્તાઓ સરસ છે. પરીકથાઓ કરતાં આવી વાતો બાળકોને કંઈક જ્ઞાન સાથે ગમ્મત આપશે.

ભાષા સરળ અને સરસ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

મોતીની માળા | પૃષ્ઠ : ૧૪ | કિં. ૦-૧-૦
લેખક : મકનદાસ હરજીવન મહેતા
પ્રકાશક : આર. આર. શેઠની કંપની
—મુંબઇ

અંગ્રેજી વાર્તાનો આ અનુવાદ છે. મિથ્યાત્વથી ભરેલી છે. આજ વાર્તા "બે બાળવાતો"માં ચંદ્રશંકર મ. ભટ્ટે ઉતારી છે. આવી વાતો બાળકોને રસતલ્લીન ભલે બનાવે પણ પરિણામે વહેમી બનાવશે. વાંચવા આપવી હોય તો ખાસ વાંધો નથી. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે.

મોસાળની મોજ | પૃષ્ઠ : ૧૬ (મોટાં) | કિં. ૦-૩-૬
લેખક : ઇશ્વરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

ઊંદર, સસલો, વાંદરો વગેરે પ્રાણીને માણસની દુનિયામાં ખડાં કરીને એક સરસ મીઠી વાર્તા લખી છે. ચિત્રો પણ તેવાં જ આપ્યાં છે. વાર્તા રસિક બની છે. બાળકોને જરૂર ગમશે

ભાષા સરસ છે. વિષય વિનોદ વાર્તાનો છે. બીજા અને ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

રજપૂત ટેક વાર્તા | પૃષ્ઠ : ૫૬ | કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે —મુંબઇ

રાજપૂતોની વીરતાના સાત કિસ્સાઓ આપ્યા છે. તેમની દઢતા અને બહાદુરીની વાતો રસ પડે તેવી છે. પણ બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

**રણચંડી**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૦
લેખક : વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

આ એક ભજવવા માટેનો સંવાદ છે. જોન ઑફ આર્ક ફ્રાંસની વીર કન્યા હતી. સ્વદેશ માટે તેણે પોતાનું બલિદાન આપ્યું હતું. આ કથાને સંવાદ રૂપે ગુંથી છે. બ્હેનો એકલી ભજવી શકે છે. ભાઇબ્હેનો પણ ભજવી શકે.

ભાષા સરળ છે. વિષય દેશભક્તિના સંવાદનો છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.

☘

**રણજીતસિંહ**

પૃષ્ઠ : ૬૪ કિં. ૦-૬-૦
લેખક : ભરતરામ ભાનુસુખરામ મહેતા
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

પંજાબના આ વીરપુરૂષની કથા વિદ્યાર્થીઓના ઉપયોગની છે. બાળસાહિત્યમાં નહિ, પણ કિશોરસાહિત્યમાં ગણી શકાય.

☘

**રણમેદાને**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૦
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : પોતે
—સુરત

અર્જુનનો રથ રણમાં થંભે છે. તે લડવા નથી ઇચ્છતો. કૃષ્ણ તેને ઉપદેશ આપે છે. આ કથા સંવાદના રૂપમાં લખી છે. બાળકોને વાંચન તરીકે કે ભજવવામાં ઉપયોગી નહિ થાય.

☘

**રતનિયો**

પૃષ્ઠ : ૩૩ કિં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મલાડ

રતનિયા નામનો વાંદરો છે. તે રમુજ ઊભી કરે એવાં અડપલાં કરે છે. બાળકોને ગમશે. અને રસ પડશે. ચિત્રો અને રૂપરંગ સારાં છે.

**રામ અને કૃષ્ણ**

પૃષ્ઠ : ૧૫૫ ૦-૧૦-૦
લેખક : કિશોરલાલ ઘ. મશરૂવાળા
પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય
—અમદાવાદ

રામચંદ્ર અને કૃષ્ણ ભગવાનનાં જીવનચરિત્રો કિશોર વિદ્યાર્થી ઉપયોગ કરી શકે તેવાં છે. બાળસાહિત્યમાં ચાલે નહિ.

☙

**રામકથા**

પૃષ્ઠ : ૨૬ (મોટાં) કિં. ૦-૪-૦
લેખક : ......
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

શ્રી રામચંદ્રનું સરળ, રસિક અને બોધક ચરિત્ર આ ચોપડીમાં આપ્યું છે. ચિત્રો પણ સુંદર છે. બાળકોને આ ચરિત્ર ઘણું જ ગમે એવું છે દરેક બાળક આ પુસ્તક વાંચે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. બીજા અને ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

☙

**રામચરિત**

પૃષ્ઠ : ૧૦૦ કિં. ૦-૬-૦
લેખક : નારાયણ હેમચંદ્ર

મહાકવિ ભવભૂતિના "મહાવીર ચરિત" નાટક પરથી આ ટુંકું રામચરિત્ર વાર્તા રૂપે લખ્યું છે. સામાન્ય વર્ગને આવી રચના રૂચે. પણ તેને માટે ભાષા જરા હળવી જોઇએ. તે આમાં નથી. હવે તો આ ચોપડી મળતી પણ નહિ હોય. ભાષા અને લખાવટ બાળસાહિત્યમાં ન લઈ શકાય.

☙

**રામચરિત્ર**

પૃષ્ઠ : ૨૮૫ કિં. ૧-૦-૦
લેખક : ચંદ્રમુખ ધનવંતરામ પંડયા
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

રામાયણનું ટુંકું સ્વરૂપ સાતે કાંડનું આમાં આપ્યું છે. ભાષા જરા ભારે છે, એટલે કિશોર વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે.

☙

થાય છે અને સાધુજીવન ગાળે છે. આ જૈન ધાર્મિક કથાચરિત છે. બાળકોને ગમે તેવી ભાષામાં લખાયું છે.

ભાષા સરળ છે. વિષય ધર્મચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



રાજાજીની વાતો — પૃષ્ઠ : — કિં. ૦-૩-૦
લેખક : રણછોડજી મીસ્ત્રી
પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય
—અમદાવાદ

આ ચોપડી કિશોર વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે તેવી છે. બાળસાહિત્યમાં ચાલે નહિ.



રાણી ચેલ્લણા — પૃષ્ઠ : ૨૦ — કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ચેલ્લણા રાજકુંવરી હતી. તેને એક રાજા ગમી ગયો. તેની સાથે નાસી ગઇ. પણ તે મહા પ્રતિવ્રતા હતી. તેનું વાર્તા રૂપે ચરિત્ર લખ્યું છે. પ્રેમવાર્તાઓમાં બાળ ભાષા સંયમવાળી હોવી જોઇએ તે છે, છતાં કેટલાંક વાક્યો અરૂચિકર છે. દોષ નથી આવ્યો. જૈન દૃષ્ટિથી લખાઈ છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



રાણી ભવાની — પૃષ્ઠ : ૧૬ — કિં. ૦-૪-૦
લેખક : મહાશંકર લલ્લુભાઈ ભટ્ટ
પ્રકાશક : પોતે
—સોખડા (તા. વડોદરા)

સં. ૧૯૬૩ માં આ ચોપડી છપાઇ છે. રાણી ભવાની બંગાળના એક જમીનદારની પત્ની હતી. ઇ. ૧૭૨૪ માં તે જન્મી હતી. તેણે પોતાની વીરતા અને અન્ય ઉચ્ચ ગુણોથી ખ્યાતિ મેળવી ઇતિહાસમાં અમર નામ કર્યું. આવાં ચરિત્રો આપણાં બાળકોને મળે એ બહુજ ઇચ્છવાયોગ્ય છે. પણ આ ચોપડીની ભાષા અને શૈલી બાળભોગ્ય નથી. એટલે આને કિશોરસાહિત્યમાં લઇ જવું પડે.

**રામ અને કૃષ્ણ**

પૃષ્ઠ : ૧૫૫ ૦-૧૦-૦
લેખક : કિશોરલાલ ઘ. મશરૂવાળા
પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય
—અમદાવાદ

રામચંદ્ર અને કૃષ્ણ ભગવાનનાં જીવનચરિત્રો કિશોર વિદ્યાર્થી ઉપયોગ કરી શકે તેવાં છે. બાળસાહિત્યમાં ચાલે નહિ.



**રામકથા**

પૃષ્ઠ : ૨૬ (મોટાં) કિં. ૦-૪-૦
લેખક : ......
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

શ્રી રામચંદ્રનું સરળ, રસિક અને બોધક ચરિત્ર આ ચોપડીમાં આપ્યું છે. ચિત્રો પણ સુંદર છે. બાળકોને આ ચરિત્ર ઘણું જ ગમે એવું છે દરેક બાળક આ પુસ્તક વાંચે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. બીજા અને ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**રામચરિત**

પૃષ્ઠ : ૧૦૦ કિં. ૦-૬-૦
લેખક : નારાયણ હેમચંદ્ર

મહાકવિ ભવભૂતિના “ મહાવીર ચરિત ” નાટક પરથી આ ટુંકું રામચરિત્ર વાર્તા રૂપે લખ્યું છે. સામાન્ય વર્ગને આવી રચના રૂચે. પણ તેને માટે ભાષા જરા હળવી જોઇએ. તે આમાં નથી. હવે તો આ ચોપડી મળતી પણ નહિ હોય. ભાષા અને લખાવટ બાળસાહિત્યમાં ન લઈ શકાય.



**રામચરિત્ર**

પૃષ્ઠ : ૨૮૫ કિં, ૧-૦-૦
લેખક : ચંદ્રમુખ ધનવંતરામ પંડ્યા
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

રામાયણનું ટુંકું સ્વરૂપ સાતે કાંડનું આમાં આપ્યું છે. ભાષા જરા ભારે છે, એટલે કિશોર વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે.



**રામજાનકીદર્શન** પૃષ્ઠ : ૯૧ કિં. ૦-૧૨-૦

લેખક : કવિ નર્મદાશંકર લાલશંકર

પ્રકાશક :

રામચંદ્ર જાનકીને પરણીને વનવાસમાંથી પાછા ફરી ગાદી મેળવે છે તે પ્રસંગો નાટકના રૂપમાં યોજ્યા છે. નાટક હોવા છતાં તે વાચન તરીકે રસિક લાગે છે. કાળીદાસના કોઈ નાટકનો જૂનો અનુવાદ વાંચતા હોઇએ તેમ લાગે છે. બાળકોના ઉપયોગનું નથી. ભાષા-ભાવ અઘરાં પડે.

❀

**રામજીભાઇ પડી ગયા** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઇ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

આમાં ૭ વાચનપાઠ આપ્યા છે. વાચનશોખીન બાળકો ખુશીથી વાંચશે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગનાં બાળકો વાંચી લેશે. 'વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❀

**રામસિંહ રાઠોડ** પૃષ્ઠ : ૧૦૪ કિં. ૦-૬-૦

લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ

પ્રકાશક : બાલોદ્યાન કાર્યાલય —વડોદરા

એક કુમાર જંગલમાં જાય છે. સાથે એક કૂતરો છે. ત્યાં અવનવા સાહસિક પ્રસંગો બને છે. જંગલી જાનવરોનો ભેટો થાય છે. આ રીતની એક સળંગ વાર્તા લખી છે. બાળકો સાહસિક વાતોને રસથી વાંચે છે. આવી વાતો બાળકોને જરૂર ગમે.

ભાષા સરળ છે. વિષય સાહસિક વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❀

**રામાયણ કથાસાર** પૃષ્ઠ : ૬૭ કિં. ૦-૪-૦

લેખક : લાલજી વીરેશ્વર જાની

પ્રકાશક : પોતે —મહેસાણા

રામાયણનાં પાત્રોના ટુંકા પરિચય આપે છે અને વચ્ચે ઉપદેશાત્મક વિવેચન કરે છે. પદ્ધતિ કે શૈલી વિનાનું લખાણ છે. રામાયણની કથાનો સાર નીકળતો નથી. બાળકોને આ પુસ્તક ઉપયોગી નથી.

❀

**રામો** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી
—આણંદ

સામાન્ય પ્રકારની આ એક વાર્તા છે. એક છોકરો છે જોષીનું કહેવું થયું કે તે રાજાની કુંવરી જોડે પરણશે. તેથી રાજા તેને પેટીમાં પૂરીને ડૂબાવી દે છે. તે પેટી માછીમારની જાળમાં નીકળે છે. છોકરો ઊછરે છે. રાજા જોઇ જાય છે અને ચંદ્રહાસની પેઠે પછી બધું બને છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



**રાયણ** પૃષ્ઠ : ૧૨૩ કિં. ૦-૮-૦
સંગ્રાહક : જુગતરામ દવે
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ
—અમદાવાદ

આ ગીતસંગ્રહ છે. શાળામાં કે ઘરમાં ઉપયોગ કરી શકાય. વાચન માટે ત્રીજા ધોરણથી પાંચમા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરી શકે. સંગ્રહમાં દલપતરામ કવિ વધારે પડતા આવી ગયા છે, એટલે કાવ્યસંગ્રહમાં જે ભાષા-વિવિધતા જોઇએ તે નથી.



**રાંધણકળા** પૃષ્ઠ : ૮૨ કિં. ૦-૮-૦
લેખક : છોટીગવરી નાનુભાઇ દીવાન
પ્રકાશક : પોતે —આમલીરાન, સુરત

અથાણાં, રાયતું, ચટણી, શાક, પૂરી, વગેરે ખાવાની અનેક વાનીઓ બનાવવાની સરળ રીત આમાં આપી છે. બહેનોને ઘણું જ ઉપયોગી પુસ્તક છે. બાળસાહિત્યમાં ન ચાલે.



**રિક્કી ટિક્કી** પૃષ્ઠ : ૫૭ કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

રડિયાર્ડ કિપ્લીંગની વાર્તાનો આ અનુવાદ છે. વાર્તામાં પ્રાણીજીવનની રં

હકીકત છે. વાર્તા જેટલી સરસ છે તેટલો જ અનુવાદ સરસ છે. રિક્કીટિક્કી એક નોળિયું છે. તેની વાત છે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીવાર્તાનો છે. ત્રીજા અને ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**રીખવદેવ** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩

લેખક : ધીરજલાલ ટોકરશી શાહ

પ્રકાશક : જ્યોતિ કાર્યાલય

—અમદાવાદ

શ્રી રીખવદેવ એ જૈન સંપ્રદાયના આદિનાથ ભગવાન. તેમણે માનવસમાજ અવ્યવસ્થિત દશામાં હતો, તે વખતે તેને વ્યવસ્થા અને સંગઠન શીખવ્યાં. તેમનું સરળ અને બાળભોગ્ય જીવનચરિત્ર આમાં આપ્યું છે. જૈન અને જૈનેતર બધાં બાળકોને વાંચવા જેવું છે.

ભાષા સરળ છે. વિષય જીવનચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**રૂપકથા ભાગ ૧-૨** પૃષ્ઠ : ૬૭ કિં. ૦-૫-૦

અનુવાદક : મહાશંકર ઈન્દ્રજી દવે

પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર

—અમદાવાદ

ચાર બંગાળી વાર્તાઓના અનુવાદ આપ્યા છે. રૂપકથા એટલે પરીકથા. પરીકથાને નામે ડાકણો, રાક્ષસો અને જાદુ ચમત્કારોવાળું વસ્તુ વાર્તાઓમાં ગુંથાયું છે. "સાત ભાઈ ચંપા"ની વાર્તા તો કમકમાટી ઉપજાવે તેવી છે. શંખરાણી એક અર્થવગરનું ગપાષ્ટક છે. ચિત્રલેખા અસંભવ પરીકથા છે. પુષ્પકુમાર ડાકણની માયા છે. આવી જૂની લોકવાતો હવે બંધ થવી જોઈએ.



**રૂપસિંહ ને રામસિંહ** પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઈ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર

—ભાવનગર

રૂપસિંહ અને રામસિંહ બે ભાઈ છે. પરદેશ જાય છે. એકને રાજ્ય મળે છે.

બીજે કુંભારને ત્યાં રહે છે. તે રાક્ષસને મારે છે. પછી અકારણ પ્રધાનની પુત્રી તેને મોહી પડે છે ને પરણે છે. આ પ્રચલિત વાર્તા ૩૫ પાનાંમાં લખી છે. આવી લોકવાર્તા જેવી ને તેવી ન આપી દેવી. શિક્ષણની દષ્ટિએ તેમાં ફેરફાર કરવો.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સાધારણ. બાળકો વાંચે એ સામે બહુ વાંધો નથી.



**રોજનીશી** પૃષ્ઠ : ૩૩ કિં. ૦-૨-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આગબોટમાં આફ્રિકા જાય છે. તેનું વર્ણન નોંધપોથીના રૂપમાં આપ્યું છે. બાળકો વાંચે એવી શૈલીમાં લખ્યું છે. બાળકો વાંચશે તો કેટલુંક જાણવાનું મળશે.

ભાષા સરળ છે. વિષય પ્રવાસનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**રોબિન્સન ક્રુઝો** પૃષ્ઠ : ૧૭૧ કિં. ૧-૪-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

અંગ્રેજી બાલસાહિત્યમાં રોબિન્સન ક્રુઝોની વાર્તા ખૂબ પ્રચલિત છે. તેનો આ અનુવાદ છે. સાહસ અને વીરતાના પ્રસંગોથી ખૂબ રસિક બની છે મુસ્કેલીઓ સામે લડીને દુનિયાથી વિખૂટો પડી ગયેલો એક મુસાફર કેવી રીતે આગળ ધપે છે, તેનું સુંદર વર્ણન છે. બાળકોને આવું વાચન આપવું જોઇએ.

ભાષા સરળ છે. વિષય સાહસ કથા છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**લઘુ ભારત** પૃષ્ઠ : ૨૩૪ કિં. ૦-૧૦-૦
લેખક : કૃષ્ણાજી ગોવિંદ કિનરે
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

મહાભારત કથાને સંક્ષિપ્ત રૂપ આપીને બાળભોગ્ય ભાષામાં રજૂ કરી છે.

બાળકોને માટે આ પ્રયાસ ઉત્તમ છે. પણ શૈલી અને ભાષા રસિક નથી બની શક્યાં. છતાં બાળકો વાંચે એ ઇષ્ટ છે. લેખકે બાળકોને કેવા પ્રસંગો આપવા જોઇએ તેનો વિચાર કરાયો છે.

ભાષા સરળ છે. વિષય પૌરાણિક કથાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**લઘુ મહાભારત**

પૃષ્ઠ : ૧૫૨ કિં. ૦-૧૨-૦
લેખક : રતિપતિરામ ઉ. પંડયા
પ્રકાશક : જીવનલાલ અ. મહેતા
—અમદાવાદ

શાળામાં ઉપયોગ થઇ શકે તે માટે મહાભારતની વાત ટુંકાવીને લખી છે. ભાષા વિદ્યાર્થીઓના ખપની નથી. બાળસાહિત્યમાં તો ન જ લઇ શકાય. આવી શૈલીનાં પુસ્તકો અરસિક નીવડે છે.



**લઘુ રામાયણ**

પૃષ્ઠ : ૮૦ કિં. ૦-૫-૦
લેખક : કૃષ્ણાજી ગોવિંદજી કિનરે
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

વાલ્મીકિ રામાયણને બાળભોગ્ય સ્વરૂપમાં અહીં ઉતાર્યું છે. રસ પડે એ રીતે સંપૂર્ણ કથા વાર્તા શૈલીમાં લખી છે. બાળકોને આ કથા જરૂર ગમશે. પ્રસંગોનું સંકલન પણ સારૂં છે.

ભાષા સરળ છે વિષય પૌરાણિક ચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**લઘુ રામાયણ**

પૃષ્ઠ : ૧૬૬ કિં. ૦-૧૨-૦
લેખક : રતિપતિરામ ઉ. પંડયા
પ્રકાશક : જીવનલાલ અ. મહેતા
—અમદાવાદ

આ ટુકું રામાયણ વિદ્યાર્થીઓના ઉપયોગ માટે લખાયું છે. દુઃખની વાત છે કે લખાવટ કિલષ્ટ અને અરસિક છે. ભાષા ઘણી જ ભારે છે. બાળસાહિત્યમાં તો લઇ શકાય જ નહિ.



**લાલ અને હીરા**

પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

લાલ છે રાજકુંવર. હીરા છે પ્રધાનપુત્રી. બંને સાથે ભણે છે. પ્રધાન બીજે ગામ જાય છે. લાલ હીરાને જ પરણવાનું પણ લે છે. હીરા પણ તેમ કરે છે. હીરાને લાલ ભગાવી લાવે છે. દેશ પરદેશ રખડે છે. ઠગ મળે છે. જાદુ થાય છે.

અજબ જેવી વાત છે, કે ગિજુભાઇ જેવા શિક્ષણશાસ્ત્રી આવી પ્રચલિત અજ્ઞાનભરી મિથ્યા વાર્તા લખે છે ! આ વાર્તા બાળકોને શું આપશે ? ઘડીભર માનીએ કે તેમાંથી સાહસને બાળક પસંદ કરશે. પણ એ સાહસનું સ્થાન છે શામાં ? ઝેરમાં ભળેલ વીટામીન શા કામનાં ? ઝેરમાં ભળેલું વિટામિન ખોરાક માટે જેમ નિષિદ્ધ ઠરે છે તેમ આ પુસ્તક પણ બાળકોના વાચન માટે નિષિદ્ધ ઠરે છે.

આવાં પુસ્તકો તો બાળીને ખાખ કરી નાખવાં જોઇએ.



**વડોદરાનો વૈભવ**

પૃષ્ઠ : ૫૮ કિં. ૦-૬-૦
લેખક : જગજીવન દયાળજી મોદી
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

વડોદરા શહેરનું સંપૂર્ણ વર્ણન સ્થાનો સહિત આમાં આપ્યું છે. વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી છે. વાચન પણ રસિક છે. સાથે ઐતિહાસિક પ્રસંગો પણ આપ્યા છે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**વનરાજ ચાવડો**

પૃષ્ઠ : ૩૧૬ કિં. ૧-૮-૦
લેખક : મહીપતરામ રૂપરામ નીલકંઠ
પ્રકાશક : રમણભાઇ મહીપતરામ નીલકંઠ
—અમદાવાદ

આ નવલકથા છે. બાળકો વાંચી શકે તેવી નથી. બાળસાહિત્યમાં ગણીજ ન શકાય. કિશોરો માટે ચાલી શકે.



**વનો સુથાર**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૨-૬
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : મંગળદાસ એન્ડ સન્સ
—સુરત

આમાં બે વાતો છે. વનો સુથાર વડનાં થડમાં બખોલ બનાવે છે. તેમાં રહે છે. મોત આવે છે. જમ તેને લેવા આવે છે. વનો છટકી જાય છે. જમ બખોલમાં પૂરાઇ રહે છે. જમરાજ પણ તેવી રીતે ફસે છે. મૃત્યુ અને જમ એ વાત બાળકોને ન આપવી એ જ ઇષ્ટ છે. મૃત્યુનો ખ્યાલ બાળકોને ન આપવો જોઇએ. બીજી વાર્તા એક ઝવેરી હીરો લેવા નીકળે છે તેની છે. તે ઠીક છે.



**વરતસંગ્રહ**

પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૧-૬
સંપાદક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

૨૧૪ નાનાં મોટાં વરત અને ઊખાણાં આપ્યાં છે. બાળવર્ગથી માંડીને બીજા ધોરણ સુધીનાં બાળકોને ખૂબ આનંદ આપશે. વર્ગમાં શિક્ષક વાંચીને બાળકોને વિનોદ આપી શકે. ઊખાણાં પ્રચલિત છે. સંગ્રહ બાળકોને ઘણોજ ઉપયોગી છે.

ભાષા બાળભોગ્ય છે. વિષય વિનોદનો છે. બાળવર્ગથી બીજા ધોરણ સુધીનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**વસ્તુપાળ-તેજપાળ**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

સુપ્રસિદ્ધ વસ્તુપાળ અને તેજપાળ નામના જૈન રાજપુરુષોનાં પરાક્રમોવાળું ચરિત્ર બાળકોને રૂચતી શૈલીમાં આપ્યું છે. આવાં ઐતિહાસિક ચરિત્રો બાળકો વાંચે એ હિતકર છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**વસંત**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૦
લેખક : સ્વ. સૌ. અર્યમન મહેતા
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

એક ગરીબ છોકરો બૂટપૉલિશ કરે છે. અજાણમાં એક ગૃહસ્થ તેને ગીની આપી દે છે. તે ગીની છોકરો પાછી આપે છે. ગૃહસ્થ તેની પ્રમાણિકતાની કદર કરે છે. આ વાર્તા સરસ લખાઇ છે. શૈલી જરા ઢીલી છે. છતા વાર્તાનો ઉઠાવ સારો છે. બાળકોને આવી વાતો જરૂર વાંચવા આપવી.

ભાષા સરળ છે. વિષય નીતિકથાનો છે. ત્રીજા ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**વાક્યપોથી**

પૃષ્ઠ : ૪૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નાનાં વાક્યો બંધબેસતી રીતે લખીને બાળવર્ગનાં બાળકો માટે આ ઉપયોગી પોથી તૈયાર કરી છે. વાંચનની શરૂઆત કરતાં બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગનાં બાળકો માટે છે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**વાડામાં**

પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

બાળકોને વાંચવું ગમે એવી શૈલીમાં શાકપાનનું વર્ણન લખ્યું છે. આવી ઢબે લખાય તો વર્ણનવાળો શુષ્ક વિષય પણ બાળકો વાચે. આ વાચનમાંથી બાળકો શાકનાં નામ જાણીને વિનોદ મેળવશે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. પહેલા અને બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

વાત બહેનાં — પૃષ્ઠ : ૧૦૮ — કિં. ૦-૮-૦

લેખક : ઇન્દુપ્રસાદ ભટ્ટ
અને
મણિલાલ ઠાકર

પ્રકાશક : જીવનલાલ અમરશી મહેતા
—અમદાવાદ

આ સંગ્રહમાં ૧૬ વાર્તાઓ આપી છે. "વામનજી" નામની વાર્તા અંગ્રેજીનો અનુવાદ છે અને અનુચિત છે. રાજા આવે અને જેની તેની છોકરીને પરણી જાય એવી નિંદ્ય વાતો બાળકોને ન અપાય એજ ઇષ્ટ. બાકીનો સંગ્રહ ઠીક છે; બાળકોને રસ પડે તેવું વાચન આપે છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

❧

વાનરસેનાનાં ગીતો — પૃષ્ઠ : ૩૨ — કિં. ૦-૨-૦

લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ

પ્રકાશક : ગુણસુંદરી કાર્યાલય
—મુંબઇ

બાળકો ગાઈ શકે તેવાં સ્વદેશભક્તિનાં ગીતોનો આ સંગ્રહ છે. આમાંનાં ગીતો બાળકોને સમૂહમાં ગાવા ગમે તેવાં છે.

ભાષા સરળ છે. વિષય કાવ્યનો છે. ચોથા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.

❧

વાનરસેનાની વાતો — પૃષ્ઠ : ૧૫૮ — કિં. ૦-૧૨-૦

લેખક : કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ

પ્રકાશક : જીવનલાલ અમરશી મહેતા
—અમદાવાદ

આમાં ૨૧ વાતો આપી છે. સાદી અને સરળ ભાષામાં બાળકોને રસ પડે તેવી વાતો છે. શૂરાતન અને સાહસની વાતો સાથે રમુજ પણ છે. એટલે બાળકોને વાંચતાં રસ પડશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે, વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાંચે.

❧

**વાનરસૈનિક રમેશ**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૨-૬
લેખક : ચંદ્રશંકર ભટ્ટ
પ્રકાશક : ગુણસુંદરી કાર્યાલય
—મુંબઈ

રમેશને સરદાર વલ્લભભાઈનું ભાષણ સાંભળીને દેશસેવાની તમન્ના જાગે છે. તે માટે મુશ્કેલી ઉઠાવીને પણ તે ખૂબ કામ કરે છે. આ પ્રસંગવાર્તા આ રીતે સળંગ બનાવી છે. આવી વાતો બાળકોમાં અજબ હિમ્મત પેદા કરે છે. બાળકોને વાંચતાં રસ પડે તેવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**વાર્તાગાડી**

પૃષ્ઠ : ૪૦ કિં. ૦-૪-૦
લેખક : ......
પ્રકાશક : ધી જનરલ બૂકડીપો
—મુંબઈ ૨

આમાં ત્રણ વાતો છે. પહેલી અને છેલ્લી ઠીક છે. વચલી વાર્તા **ચંપાની વેલ** બંગાળીનો અનુવાદ છે. જૂની ઢબની રાક્ષસ અને પરણવાની પ્રથાની છે. આવી વાતોની હદ થઈ ગઈ છે. તેમ છતા આ વાર્તા મર્યાદામાં નહી હોવાથી ચાલી શકે.

ભાષા સરળ છે. વિષય સામાન્ય વાર્તાનો છે. ચોથા ધોરણના બાળકો વાચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.

**વાસવદત્તા**

પૃષ્ઠ : ૫૪ કિં. ૦ ૮-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે

એક બંગાળી કથાકાવ્યનું આ ગુજરાતી વાર્તા સ્વરૂપ છે. નથી બાળકો માટે લખાયુ કે નથી તેવો નિર્દેશ થયેલો. બાળસાહિત્યમાં ગણી ન શકાય.

**વિજ્ઞાનના પાઠોની માર્ગદર્શિકા**

પૃષ્ઠ : ૮૮ કિં. ૦-૪-૦
લેખક : કલ્યાણરાય ન. જોષી
પ્રકાશક : પોતે

શિક્ષણક્રમમાં ઉપયોગ થઈ શકે એ દૃષ્ટિથી આ ચોપડી લખાઈ છે, ૯મા,

ચાક, ધાતુ, મધમાખ, ઘોડો, ચકલી, ગંધક વગેરે પરચુરણ વિષયો લઈને તેનું વિજ્ઞાન સમજાવવા પ્રયત્ન થયો છે.

બાળકોને રસ પડે તેવું આ પુસ્તક નથી. બાળસાહિત્યમાં ન ગણી શકાય. કિશોરો માટે ચાલે.



વિજ્ઞાનની વીસ વાતો | પૃષ્ઠ : ૯૧ | કિં. ૦-૬-૦
લેખક : માર્તંડ શિવભદ્ર પંડ્યા
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

મીઠું, પાણી, કોલસો, ચાંદી એવી વીસ ચીજોની વાર્તાલાપ કે વાર્તા પદ્ધતિમાં સરસ માહિતી આ પુસ્તકમાં આપી છે. બાળકોને આવું વાચન આપવું જોઈએ.

ભાષા સરસ છે. વિષય વિજ્ઞાનનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



વિદ્યાર્થીની ઉચ્ચ ભાવના | પૃષ્ઠ : ૫૭ | કિં. ૦-૩-૦
લેખક : જટાશંકર ત્રિકમજી જાની
પ્રકાશક : પોતે
—આમલીરાન, સુરત

સદાચારી અને ઉત્સાહી બનવા વિદ્યાર્થીઓને ઉત્તમ બોધ આપ્યો છે. વિદ્યાર્થીઓ આવું વાચન વાંચે એ ઇષ્ટ છે. કિશોરસાહિત્યને યોગ્ય આ પુસ્તક છે. બાળસાહિત્યમાં ન લઈ શકાય.



વિનોદ ટૂચકા | પૃષ્ઠ : ૩૨ | કિં. ૦-૧-૬
લેખક : ......
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આ ચોપડીમાં ૪૭ વિનોદી ટૂચકા આપ્યા છે. સમજણાં બાળકો વાંચીને વિનોદ મેળવી શકે. પણ આવા ટૂચકા બાળકો ઝીલી નહિ શકે, છતાં મોટી ઉમ્મરનાં બાળકોને વાંચવાં ગમશે. બાળકોને આવું સાહિત્ય આપવું તો જોઈએ જ.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચે તે ઇષ્ટ છે.



**વિમળશાહ**

પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિકાર્યાલય
—અમદાવાદ

વિમળશાહ ઐતિહાસિક પુરૂષ છે. તેમનું વીરતાભર્યું ચરિત્ર બાળકોને રૂચે તેવી શૈલીમાં લખ્યું છે. બાળકોને જરૂર ગમશે. આથી ઇતિહાસનું જ્ઞાન અનાયાસે મળે છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**વિમાન**

પૃષ્ઠ : ૪૮ કિં. નથી આપી
લેખક : કૃષ્ણલાલ ગો. દેવાશ્રયી
પ્રકાશક : પોતે
—અમદાવાદ

૫૦ વરસ ઉપર લખાયલું આ પુસ્તક છે. મુંબઇમાં ૧૮૮૯ માં એક ગોરો બલૂન લઇને આવ્યો હતો. હિંદમાં તે ખાસ ઊડવા આવ્યો હતો. ત્યાં લેખક ગયેલા. તેમણે તે પરથી આ બલૂનને લગતી વાત લખી છે. પુસ્તક બાળકોના ખરનું નથી છતાં એક નવીન વિષય તરીકે સરસ છે.

ભાષા સામાન્ય છે. વિષય માહિતીનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**વિલાયતી વાતો**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

અંગ્રેજીમાંથી ચાર વાતો આમાં આપી છે. બાળકોને વાંચવી ગમે તેવી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. બાળવર્ગ અને પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

પ્રતાપને આપી દીધો. આ ઐતિહાસિક ચરિત્ર વાર્તાશૈલીમાં રસિક રીતે લખાયું છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય ઐતિહાસિક ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**વીર વનરાજ**

પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૬-૩
લેખક : કેશવલાલ ડોસાભાઇ દેસાઈ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

વનરાજનું જીવનચરિત્ર વાર્તારૂપે આ ચોપડીમાં આપ્યું છે. શૈલી રસવાળી અને બાળકોને રૂચે તેવી છે. આવાં પુસ્તકો બાળકોને ઇતિહાસ ઝટ શીખાવે. બાળકોને અવશ્ય વંચાવવું જોઇએ.

ભાષા સરસ છે. વિષય ઐતિહાસિક ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો સુખે વાંચે.



**વીર વનરાજ**

પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૩-૦
લેખક : તારાચંદ્ર પો. અડાલજા
પ્રકાશક : પોતે
—વડોદરા

બેસાડવો ત્યાંથી શરૂ થાય છે. નાના શિવાજીને ઔરંગઝેબ પકડી લઇ જાય છે અને છેવટે તેને મિત્ર ગણે છે.

બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

♣

**વીરાંગના ને બીજી વાતો** પૃષ્ઠ : ૪૮ કિં. ૦-૨-૦

લેખક : ધૂમકેતુ

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

—અમદાવાદ

આ વાર્તાસંગ્રહ બાળકોના ઉપયોગનો નથી. કિશોર વિદ્યાર્થીઓ વાંચી શકે.

♣

**વેણીનાં ફૂલ** પૃષ્ઠ : ૧૦૦ કિં. ૦-૮-૦

લેખક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

—અમદાવાદ

૪૨ ગીતોનો આ સંગ્રહ અત્યારે ( ૧૯૩૮ )તો ગીતસાહિત્યના સૂકા બાગમાં તંદુરસ્ત ફાલ્યાફૂલ્યા મોગરાશો મહેકે છે. ગીતો રસાળ છે. ગાવા અને સાંભળવા ગમે એવાં છે. બહેનોને તો ખાસ ગમશે. એ ગીતો બાળકો હોંશથી ગાશે.

દરેક બાળકને આ સંગ્રહ વાંચવા આપીએ. દરેક ધોરણનાં બાળકો પોતાને ગમતાં ગીતો શોધી લેશે.

♣

**વૈષ્ણવકૃત બાળવાર્તા** પૃષ્ઠ : ૭૪ કિં. ૦-૩-૦

લેખક : ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ

પ્રકાશક : પોતે

—અમદાવાદ

જૂના ઢબની ઉપદેશક વાર્તાઓ અને વાચનપાઠનો આ સંગ્રહ છે. વાર્તાઓ રસિક અને નીતિબોધક છે. બાળકોને ગમશે. આ વાતો ફરીને લખાય તો વધારે ઉપયોગી થાય.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા અને ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

♣

વ્યાકરણપોથી

પૃષ્ઠ : ૩૬ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

નાનાં બાળકોને પણ વ્યાકરણમાં પ્રવેશ કરાવી શકાય તે આ ચોપડી પરથી સમજી શકાશે. આ પ્રયત્ન ઘણો જ સુંદર છે. બાળવર્ગ અને પહેલા ધોરણનાં બાળકો સારી રીતે આ પોથીનો ઉપયોગ કરીને વ્યાકરણની શરૂઆત કરી શકે છે. શાળાઓમાં આ પ્રયોગ કરવા જેવો છે અને આના જ અનુસંધાનમાં બીજા, ત્રીજા ચોથા ધોરણ માટે વ્યાકરણ રચી શકાય તો વ્યાકરણનો બોજો હળવો બને.

☙

શબ્દાર્થ ભેદ

પૃષ્ઠ : ૧૮૭ કિં. ૦-૧૨-૦
લેખક : બલ્લુભાઇ પ્રાણવલ્લભ પારેખ
પ્રકાશક : —અમદાવાદ

ઇ. ૧૮૯૧ માં આ પુસ્તક છપાયું છે. જૂનું છે છતાં તેની ઉપયોગિતા ઘણી છે. શબ્દોના પર્યાયમાં અને મૂળ શબ્દના ઉપયોગમાં અર્થનો કેવો ભેદ રહે છે, તે ઉદાહરણો સહિત સમજાવ્યું છે. જેમકે બળદ અને પોઠિયો: આ બંનેના અર્થ સમજાવ્યા છે. કિશોરસાહિત્યમાં આ પુસ્તકને ગણી શકાય. વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે.

બાળસાહિત્યમાં ન ગણી શકાય.

શામળ સતશાઇ

પૃષ્ઠ : ૫૮ કિં. ૦-૫-૦
લેખક : શામળ કવિ
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી —અમદાવાદ

શામળ કવિની કૃતિઓમાંથી નીતિ—કહેવત જેવા ૭૦૦ દોહરાનો આ સંગ્રહ છે. તે બાળસાહિત્યમાં ચાલે તેવો નથી.

☙

શુકરાજ

પૃષ્ઠ : ૧૮ કિં ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
કેશવલાલ ડો. દેસાઇ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

શુકરાજ રાજકુમાર છે. ધર્મપાલન ખાતર વીરતાભર્યાં કામો કરે છે. તે પ્રસંગો બાળકોને રૂચે એવી શૈલીમાં લખ્યા છે બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

❧

**શાકુંતલની વાર્તા**

પૃષ્ઠ : ૭૧ કિં. ૦–૩ ૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : ગુજરાતી પ્રેસ
—મુંબઇ

મહાકવિ કાલિદાસના નાટકને વાર્તા રૂપે આપ્યું છે. વાર્તા રસિક રીતે લખાઇ છે. પણ એ બાળકો માટે નથી. બાળસાહિત્યમાં ન લઇ શકાય.

❧

**શાળોપયોગી નીતિગ્રંથ**

પૃષ્ઠ : ૨૭૮ કિં.
લેખક : કહાનદાસ મંછારામ
પ્રકાશક : સરકારી કેળવણી ખાતું
—મુંબઇ

આમાં ઘણી ટુંકી અને બોધક વાર્તાઓ આપી છે. મૂળ અંગ્રેજીનો અનુવાદ છે. વાર્તાઓ રસ પડે તેવી છે. ભાષા અને શૈલી જૂનાં છે. ઇ. સ. ૧૮૫૧ માં છપાયલું ફરીને નવા સ્વરૂપે લખાય એ ઇચ્છનીય છે. બાળકોને આવી વાતો સંસ્કાર આપે છે.

ભાષા સાદી છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**શિક્ષાવચન**

પૃષ્ઠ : ૫૭ કિં. ૦–૧–૩
લેખક : કવિ દલપતરામ ડાહ્યાભાઇ
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

નીતિવિષયક સરળ કાવ્યોનો આ નાનકડો સંગ્રહ ઉત્તમ છે. બાળકોને ગાવા ગમે તેવાં ગીતો છે.

ભાષા સરળ છે. વિષય નીતિકાવ્યનો છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. બાળકો જરૂર વાંચે.

❧

**શિવાજી મહારાજ** — પૃષ્ઠ : ૩૪ — કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

શિવાજી મહારાજનું જીવનચરિત્ર બાળભોગ્ય ભાષામાં લખ્યું છે. બાળકોને વાચનમાં રસ પડશે. વીરત્વપ્રેરક જીવનપ્રસંગો દરેક બાળક વાંચે જ.

ભાષા સરળ છે. વિષય જીવનચરિત્રનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચશે. વિષય નિર્દોષ છે. બાળકોને આવાં પુસ્તકો જરૂર વાંચવા આપવાં.

*

**શિશુસદ્‌બોધ માળા ભાગ ૧-૨-૩** — પૃષ્ઠ : ૨૫૨ — કિં. ૧-૮-૦
લેખક : વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠીની કંપની
—મુંબઇ

રામાયણ, મહાભારત અને ધાર્મિક ગ્રંથોમાંથી ચૂંટીને નીતિ વિષયક ૬૭ ટુંકી વાતો આમાં આપી છે. લખાવટ જૂની ઢબની છે. છતાં બાળકોને વાંચવામાં રસ પડશે અને કંઇક બોધ પણ મળશે. આકર્ષક અને સરસ લખાવટ હોય તો આવું વાચન બાળકોને ગમે અને તે યોગ્ય પણ છે.

ભાષા સરળ છે. વિષય નીતિવાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

*

**શીવણકામ** — પૃષ્ઠ : ૧૨૫ — કિં. ૦-૧૨-૦
લેખક : જાનકીબાઈ પ્રધાન
પ્રકાશક : પોતે
—સદાશિવ પેઠ, પુના

કન્યાઓ તેમજ બહેનોને ઉપયોગી શીવણકામ માટે આ પુસ્તક સારી મદદ કરે તેવું છે. ઘાઘરી, પોલકાં, ચોળી, ચડ્ડી વગેરે કપડાંની શીલાઇ અને માપનું સરસ વર્ણન સમજ પડે તેવું છે.

બાળકોના ઉપયોગનું આ પુસ્તક નથી.

*

**શૂરવીર શિવાજી** — પૃષ્ઠ : ૭૦ — કિં. ૦-૬-૦

લેખક : ભરતરામ ભાનુસુખરામ મહેતા
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

આમાં શિવાજી મહારાજનું જીવનચરિત્ર રસિક રીતે લખ્યું છે. પણ ભાષા મોટા વિદ્યાર્થીઓના ગજાની છે. એટલે કિશોરસાહિત્યમાં ચાલે.



**શેરીમાં** — પૃષ્ઠ : ૩૧ — કિં. ૦-૧-૬

લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

લખવા ખાતર લખાયેલું લાંબું લાંબું શેરીનું આ પ્રકરણ વાચનશોખીન બાળકોને ગમશે ખરું, પણ પૂરું તો નહિ જ વાંચે. ૩૧ પાનાંનું વાચન એક જ ધારું અને એક જ વિષયનું બાળકો ધીરજથી ન વાંચે. છતાં આવા વાચનની બાળકોને જરૂર છે.

ભાષા સરળ છે. વિષય વાચનમાળાનો છે. પહેલા અને બીજા ધોરણના વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર ઉપયોગ કરી શકે.



**શ્રીપાળ** — પૃષ્ઠ : ૨૦ — કિં. ૦-૧-૩

લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

શ્રીપાળ રાજકુંવર હતો. પિતા સાથે દઢતા ખાતર વેર થયું. આપકર્મી બની રાજ્ય પાછું મેળવ્યું. આમાં જ્યાં જાય ત્યાંથી કુંવરીઓને પરણ્યા જ કરે છે. ભલે આ વાત સાચી હોય છતાં અત્યારના સમાજે આ તત્ત્વને અનીતિમાન ગણ્યું છે. આવી ઘટનાઓ કાઢી નાખીને જ વાતો લખવી જોઈએ. એક પર બીજી સ્ત્રી હોય જ નહિ.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકોને વાંચવા આપી શકાય.

**શ્રેષ્ઠ સલાહકાર ભાગ પહેલા** પૃષ્ઠ ૯૪ કિં. ૦-૫-૦
લેખક : ગણપતરામ મુગટરામ વ્યાસ
પ્રકાશક : પોતે —વડોદરા

એક ગજાજને "શ્રેષ્ઠ સલાહકાર"નો ધંધો શરૂ કર્યો. જે કોઈ સલાહ લેવા આવે તેને બુદ્ધિચાતુરીભરી સલાહ આપે. આ રીતે વિનોદ સાથે રમુજ મળે તેની આ સળંગ વાર્તા છે. લખાવટ જૂનવાણી છે. છતાં રસિક છે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**શ્રેષ્ઠ સલાહકાર ભાગ બીજો** પૃષ્ઠ : ૧૦૪ કિં. ૦-૬-૦
લેખક : ગણપતરામ મુગટરામ વ્યાસ
પ્રકાશક : પોતે —વડોદરા

આ બીજા ભાગમાં પણ વિનોદ ચાતુરીની વાતો સળંગ કથાના રૂપમાં આપી છે. રમુજ સાથે કંઇક બોધ પણ મળે એવી આ વાતો છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.

❧

**શકુંતલા** પૃષ્ઠ : ૩૯ કિં. ૦-૫-૦
લેખક : અવનીન્દ્રનાથ ઠાકુર
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

શકુંતલાની કથા આ ચોપડીમાં બાલભોગ્ય શૈલીમાં આપી છે. કેટલાક શબ્દો તત્સમ સંસ્કૃત હોવાથી અઘરા લાગે. વાર્તા રસિક રીતે લખાઈ છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

❧

**શબ્દપોથી** પૃષ્ઠ : ૪૦ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નાના મોટા શબ્દો, જોડાક્ષરવાળા અને સાદા, બાળવર્ગનાં કક્કાથી બારાક્ષરી

શીખતાં બાળકો માટે ઉપયોગી થઇ પડે તે દૃષ્ટિથી લખ્યા છે. બાળવર્ગનાં બાળકોને વાચનપાઠ તરીકે ઉપયોગી થઈ પડશે.

સચિત્ર અક્ષરબોધ — પૃષ્ઠ : ૨૮ — કિં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

મૂળાક્ષરો ઓળખવા માટે જે તે અક્ષરથી શરૂ થતા નામવાળાં ચિત્રો આપીને આ ચિત્રપોથી તૈયાર કરી છે. ચિત્રો સુઘડ અને સ્વચ્છ છે. બાળકોને તે જોવા ગમે તેવાં છે. ૧ થી ૯ સુધીના અંકનું જ્ઞાન મળે તે માટે પણ ચિત્રો આપ્યાં છે. આવું ચિત્રમય શિક્ષણસાહિત્ય બાળકોને ખૂબ ગમતું હોય છે.

બાળવર્ગનાં બાળકોને ખૂબ ગમે તેવી આ ચિત્રપોથી છે.

સચિત્ર પશુપંખી વર્ણન — પૃષ્ઠ : ૪૮ — કિં. નથી આપી
લેખક :
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

૪૮ ત્રિરંગી ચિત્રોની આ ચોપડી છે. દરેક ચિત્ર નીચે ટુંકું વર્ણન છે. ચિત્રો જોઈએ તેવાં સાફ નથી. આવા ચિત્રસંગ્રહો નાનાં બાળકોને ખૂબ ગમે છે.

બાળવર્ગનાં બાળકો સારો ઉપયોગ કરશે

સચિત્ર વિજ્ઞાનની વાતો — પૃષ્ઠ : ૨૬૬ — કિં. ૧-૦-૦
લેખક : કલ્યાણરાય ન જોષી
પ્રકાશક : મોહનલાલ મનસુખરામ શાહ
—વડોદરા

પદાર્થ વિજ્ઞાનને લગતી વાતો સ્વીકારાયલી આ પુસ્તકમાં આપી છે. પુસ્તક લખાયાંને ૨૦ વર્ષ થયાં હશે; એટલે પદ્ધતિ અને શૈલી વિદ્યાર્થીઓને રૂચશે નહિ. સુઘડરૂપે અને યોગ્ય ભાષામાં ફરીવાર લખાય તો ઉપયોગી જરૂર બને. ભાષા અને શૈલી અઘરાં છે. એટલે બાળસાહિત્યમાં ન લઈ શકાય. કિશોરો માટે ચાલે.

**સતી**

પૃષ્ઠ : ૬૪ કિં. ૦-૬-૦
લેખક : મૂળજી આશારામ ભગત
પ્રકાશક : આર્યસુધારક પ્રેસ
—વડોદરા

સતી એ પાર્વતી છે. તેનું ચરિત્ર સરસ શૈલીમાં લખાયું છે. પણ ભાષાની દષ્ટિએ તે બાળયોગ્ય નથી. માટે કિશોરસાહિત્યમાં ગણવું જોઇએ.



**સતી નંદયંતી**

પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

એક શેઠ છે. તેને કન્યા છે. તે પરણે છે. તેનો પતિ દેશાવર જાય છે. પણ પ્રેમઘેલો થવાથી પાછો આવી છુપી રીતે પત્નીને મળીને જતો રહે છે. બાઇને ગર્ભ રહે છે. કુટુંબીઓ તેને દુરાચારી જાણી કાઢી મૂકે છે. બાઈ પવિત્ર રહી સાધ્વી જીવન ગાળે છે. આવી એક વાર્તા આપી છે.

ભાષા શૈલી સ્હેજ ભારે છે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.



**સતી મહિમા**

પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૩-૦
લેખક : પ્રસન્નવદન છબિલરામ દીક્ષિત
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

પૌરાણિક યુગની પાંચ સતી સીતા, સાવિત્રી, સુકન્યા, અનસૂયા અને દમયંતીનાં ટુકાં ચરિત્ર આ ચોપડીમાં આપ્યાં છે. બાળકોને વાંચવા ગમે તેવાં છે. ભાષા અને લખાવટ જરા નરમ કહી શકાય.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**સતી મંડળ**

પૃષ્ઠ : ૪૩૪ કિં. ૨-૮-૦
લેખક : કેશવજી વિશ્વનાથ ત્રિવેદી
પ્રકાશક : પોતે —મોળ (કાઠિયાવાડ)

સં. ૧૯૫૧ માં આ પુસ્તક પ્રગટ થયું છે. તેમાં ૬૦ ઉપર સાધ્વી અને સદ્-

ગુણી સ્ત્રીઓનાં ટુંકાં ચરિત્રો આપ્યાં છે. સાથે બાળરક્ષણ, બાળશિક્ષણ, ઘર-વ્યવસ્થા, આરોગ્ય સંબંધી જ્ઞાન અને ગાર્હસ્થ્ય ધર્મને લગતી સરસ અને સરળ માહિતી આપી છે. આ પુસ્તક સ્ત્રીઓને ઘણું જ ઉપયોગી છે.

બાળસાહિત્યમાં ન ચાલે.

✤

**સતી સીમંતિની નાટક** પૃષ્ઠ : ૧૮૨ કિં. ૧-૦-૦
લેખક : અ. સૌ. હરિસુખગૌરી
પ્રકાશક : પોતે —સુરત

ઇ. ૧૯૦૪ માં આ નાટક સુરતનાં એક બહેને લખ્યું છે. પુરાણમાંથી લીધેલું ભક્તિપ્રધાન વસ્તુ છે. સ્ત્રીનો આદર્શ એમાં ચિતર્યો છે. બાળકોના ઉપયોગનું વાચન નથી.

✤

**સત્યનો જય** પૃષ્ઠ : ૧૯ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

સામાન્ય પ્રકારની વાર્તા આમાં આપી છે. એક ઠગ ચોરી કરી છેવટે દુર્ગતિ ભોગવે છે. સત્ય જ આખરે ફળે એ બતાવવા વાર્તા લખાઈ છે. ભાષા શૈલી જરા અઘરાં ખરાં. છતાં હોશિયાર બાળકો વાંચે.

ભાષા જરા ભારે. વિષય વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.

✤

**સત્ય મિત્રતાનું સ્વરૂપ** પૃષ્ઠ : ૨૧ કિં. ૦-૧-૬
લેખક : વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ
પ્રકાશક : જીવનલાલ અમરશી મહેતા

મિત્રને જીવનમાં કેવું સ્થાન છે, તે વર્ણવતું આ લખાણ છે. પણ બાળકોના ખરતું નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

✤

**સત્ય વચની વિક્ટર** પૃષ્ઠ : ૩૦ કિં. ૦-૧-૦
લેખક : વીરબલ હ. મહેતા
પ્રકાશક : બાલસાહિત્ય પ્રકાશન મંદિર
—સુરત

વિક્ટર ધાંધલમાં પકડાય છે. તેને સજા થાય છે. તે પોતાની માને મળવા માટે

એક કલાકની રજા લઇને જાય છે ને પાછો સમયસર હાજર થાય છે. પોતાની સચ્ચાઇ સાચવતાં એ જરાય ખચકાતો નથી. એની આ સરસ વાર્તા છે. બાળકોને ગમશે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**સદ્‌ગુણ દૃષ્ટાંત પચીસી** — પૃષ્ઠ : ૧૦૬ — કિં. ૦-૧૦-૦
લેખક : સૌ. ગંગુબાઇ સાવંત
પ્રકાશક : પોતે —વડોદરા

સદ્‌ગુણની કિમ્મત સમજાવતા પચીશ સાચા કિસ્સાઓનો આ સંગ્રહ છે. તેમાંથી ઉત્તમ બોધ મળે છે. વાર્તા જેવો રસ પણ છે. એટલે વાચકને જરાય કંટાળો નહિ આવે. આવું વાચન બાળકો વાંચે એ હિતકર છે. મોટી ઉમ્મરનાં માણસોને પણ ઉપયોગી છે.

ભાષા સાદી છે. વિષય નીતિબોધનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**સદ્‌ગુણી બાળકો** — પૃષ્ઠ : ૧૦૯ — કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : સસ્તું સાહિત્ય કાર્યાલય —અમદાવાદ

બાળકોએ સદ્‌ગુણી થવું જોઇએ એવો ઉપદેશ પાઠરૂપે આ પુસ્તકમાં આપ્યો છે. ઇશ્વર, સત્ય, માબાપની સેવા, ઉદ્યોગી બનવું, સ્વદેશી વાપરવું, ભણવું વગેરે નીતિ વિષયક બાબતો સમજાવી છે. લખાવટ જુની પદ્ધતિની છે. છતાં બાળકો વાંચે તો લાભ જ થશે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધનો છે. ત્રીજા અને ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.



**સદ્‌બોધ વાર્તાવલિ ભાગ પહેલો** — પૃષ્ઠ : ૬૪ — કિં. ૦-૫-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : જીવનલાલ અમરશી મહેતા —અમદાવાદ

નીતિમાન, દૃઢતાવાળા અને ત્યાગ ભાવનાવાળાં માણસોની સાચી બનેલી વાતો

દેશ પરદેશની આ ભાગમાં આપી છે. આવી વાતો બાળકોના મન પર સારી અસર પેદા કરી શકે. ભાષા અને ભાવ સહેજ અઘરાં છે, છતાં મોટાં બાળકો સમજીને વાંચી શકશે. આવી વાતો નવા સ્વરૂપમાં લખાય તો વધારે ઉપયોગી બને.

ભાષા સહેજ ભારે છે. વિષય નીતિબોધનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**સદ્બોધ વાર્તાવલિ ભાગ બીજો** પૃષ્ઠ ૫૬ કિં ૦-૫-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : જીવનલાલ અમરશી મહેતા —અમદાવાદ

આ બીજા ભાગમાં સત્ય ઘટનાઓની ૨૦ વાતો આપી છે. સદાચાર અને નીતિ માટે સદાચારી માણસો કેવું વર્તન રાખે છે, તેનાં સુંદર દૃષ્ટાંતો આમાં દેશપરદેશનાં આપ્યાં છે. બાળકો આવું સાહિત્ય વાંચે તે ઇષ્ટ છે. આ વાતોની ભાષા કિશોર વિદ્યાર્થીના ખપની છે. ફરીને આ વાતો લખાય તો વધારે ઉપયોગી બને. છતાં બાળકો વાંચે એ ઉત્તમ છે.

ભાષા સહેજ ભારે છે. વિષય નીતિબોધનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

**સબરસ** પૃષ્ઠ : ૫૨ કિં. ૦-૩-૦
લેખક : ..........
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત

વિવિધ પ્રકારની જાણવા જેવી માહિતી અહીં આપી છે. મોટાં અને નાનાં બધાંને આવું જ્ઞાન ઉપયોગી થઇ પડે છે. બાળકની પુસ્તક-પેટીમાં આવાં પુસ્તકો પણ હોવાં જોઇએ.

ભાષા ઠીક છે. વિષય માહિતીનો છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે

❧

**સમસ્યા સંગ્રહ** પૃષ્ઠ : ૯૪ કિં. ૦-૪-૦
લેખક : ડી. એમ. ભટ્ટ
પ્રકાશક : પોતે —સામેત્ર (મહીકાંઠા)

ઉખાણા રૂપની સમસ્યાઓનો આ સંગ્રહ છે. બાળકોના ખપનો નથી. બાળ-સાહિત્યમાં ન ગણી શકાય.

**સમ્રાટ જ્યોર્જ** પૃષ્ઠ : ૪૮ કિં. ૦-૬-૦
લેખક : બુલબુલ
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

આ પુસ્તકમાં પાંચમા જ્યોર્જનું ચરિત્ર આપ્યું છે. ભાટાઇભરેલું આ ચરિત્ર બાળકોને કંઈ ઉત્સાહ કે પ્રેરણા આપે એવું નથી.



**સરોવરની સુંદરી** પૃષ્ઠ : ૨૧ કિં. ૦-૨-૦
લેખક : રમણલાલ નાનાલાલ શાહ
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

અંગ્રેજી વાર્તાનો અનુવાદ કરીને આ લાંબી વાર્તા આપી છે. ચમત્કાર, જાદુ, અને અસંભવ તત્ત્વોથી ભરી છે. બાળકોને રસ પડે એટલા ખાતર તેમની કુમળી સમજમાં અસંભવ મિથ્યાતત્ત્વની રેખાઓ દોરી દેવી એ ઠીક નથી.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે. પણ વાંચવાની ભલામણ કરવા જેવી વાર્તા નથી.



**સનાકાની આપવીતી** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૧-૦
લેખક : ......
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

પૈસો પોતાની આપવીતી કહે છે. તે કેવી રીતે ટંકશાળમાંથી બહાર નીકળ્યો, કયાં કયાં ભટકયો વગેરે. આ રસિક હકીકતમાંથી બાળકો વાર્તા સાથે માહિતી મેળવશે. સાથે બીજી એક સંવાદકથા ચોપડી પૂરી કરવા ઉમેરી છે.

ભાષા સરળ છે. વિષય માહિતીનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**સવારથી માંડીને** પૃષ્ઠ : ૬૧ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

સવારથી સાંજ સુધીમાં થતો આપણો લોકવ્યવહાર અહીં ચિતર્યો છે. વર્ણન

રસિક ભાષામાં લખ્યું છે. વાચનશોખ ધરાવનારાં બાળકોને મઝા પડશે. સવારમાં શી શી ધમાલ થાય, બપોરે ખેડૂતો શું કરે, ને બીજા શું કરે, એ રીતે લખાયું છે.

ભાષા સરળ છે. વિષય વાચનપાઠનો છે. બાળવર્ગ અને પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**સહજાનંદ સ્વામી**

પૃષ્ઠ : કિં. ૦-૬-૦
લેખક : કિશોરલાલ ધ. મશરૂવાળા
પ્રકાશક : નવજીવન કાર્યાલય
—અમદાવાદ

આમાં સહજાનંદ સ્વામી (નારાયણ) નું ચરિત્ર આપ્યું છે. કિશોર વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે તેવું છે. બાળસાહિત્યમાં ચાલે તેવું નથી.



**સંક્ષિપ્ત કરણઘેલો**

પૃષ્ઠ : ૧૯૩ કિં. ૦-૪-૦
લેખક : નંદશંકર તુ. મહેતા
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ
—અમદાવાદ

" કરણઘેલો " નામક નવલકથાનું આ ટુંકું રૂપ છે. બાળકો માટે તે અઘરૂ પડે. કિશોરસાહિત્યમાં ચાલે.



**સંક્ષિપ્ત રામાયણ**

પૃષ્ઠ : ૩૨૪ કિં. ૨-૦ ૦
લેખક : રતિપતિરામ ઉ. પંડ્યા
પ્રકાશક : જીવનલાલ અ. મહેતા
—અમદાવાદ

વાલ્મીકિ રામાયણનું આ સંક્ષિપ્ત સ્વરૂપ છે. મોટી વયના વિદ્યાર્થીઓના ઉપયોગમાં આવી શકે. ભાષા અને લખાવટ બાળોપયોગી નથી. બાળસાહિત્યમાં ન ગણી શકાય.



**સંપલક્ષ્મી સંવાદ** પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૧-૩
લેખક : કવિ દલપતરામ
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

સંપ વધારવા વિષેનો આ સંવાદ છે. બાળકો ઉપયોગ કરી શકે તેવું નથી. બાળસાહિત્યમાં ન ચાલે.

❀

**સંવાદ પુષ્પમાળા ભા. ૧** પૃષ્ઠ : ૮૮ કિં. ૦-૮-૦
લેખક : ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી
પ્રકાશક : જીવનલાલ અમરસી મહેતા
—અમદાવાદ

સરકારી વાચનમાળાના કેટલાક પાઠોને સંવાદ રૂપે આમાં મૂકયા છે. બાળપોથીથી ચોથી ચોપડીના ૧૭ પાઠો લીધા છે. એ રીતે શાળામાં આ પાઠો ભજવવાથી અભ્યાસમાં મદદ રૂપ બની શકે. સંવાદ સારા છે.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. બાળપોથીથી ચોથા ધોરણના વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.

❀

**સંવાદ પુષ્પમાળા ભાગ બીજો** પૃષ્ઠ : ૧૯૦ કિં. ૦-૮-૦
લેખક : ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી
પ્રકાશક : જીવણલાલ અ. મહેતા
—અમદાવાદ

નાના મોટા ૩૨ સંવાદો શાળાના વિદ્યાર્થીઓ ભજવી શકે એ દષ્ટિથી લખાયા છે. સંવાદો શાળાના પાઠ્ય પુસ્તકોની મદદથી યોજાયા છે. વાંચવા ગમે તેવા પણ છે. મોટા ભાગના સવાદો ચોથા ધોરણ ઉપરનાં બાળકો ભજવી કે વાંચી શકે તેવા છે.

વિષય નિર્દોષ છે. શાળાઓમાં ખુશીથી ઉપયોગ કરી શકાય.

❀

**સાચો શણગાર-શીલ** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ.

શીલવાન સ્ત્રીની એક વાર્તા આપી છે. ઘરમાં તેને સંતાપ થાય છે છતાં

પોતાની ટેક જાળવી રહે છે. દુષ્ટ માણસોને દહાવી પોતાની આબરૂ જાળવે છે. આ જાતની એક વાર્તા આપી છે

ભાષા શૈલી જરા ભારે. વિષય નીતિવાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો વાંચી શકે.



**સાચો સિપાઈ** પૃષ્ઠ : ૩૪ કિં. ૦-૩-૬
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બૂક ડીપો
—મુંબઇ ૨

જાપાનના એક દેશભકત વીર જુવાનની આ વાત છે. તેણે દેશ ખાતર કેવી વીરતા બતાવી એ કથા બાળકોને રૂચે તેવી શૈલીમાં સરસ લખાઇ છે. બાળકોને આવી વાર્તા અવશ્ય આપવી જોઇએ.

ભાષા સરળ છે. વિષય વીરકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**સાજા રહીએ** પૃષ્ઠ : ૩૯ કિં. ૦-૧-૬
લેખક : તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આરોગ્ય, વર્તણુક, આચાર વગેરે ઘણી બાબતો ટુંકા અને બાળયોગ્ય ભાષા શૈલીના નાના નાના પાઠોમાં લખી છે. એથી ગમ્મત સાથે જ્ઞાન મળે છે. શિક્ષકો કે આબાપો બાળવર્ગનાં બાળકોને વંચાવતાં જાય અને સમજ પાડતાં જાય તો ખૂબ ઉપયોગી અને રસિક બનશે. વાચન ઉત્તમ છે.

- બાળવર્ગનાં બાળકો ઉપયોગ કરે. વિષય આરોગ્યનો છે.



**સાતભાઇ ચંપા** પૃષ્ઠ : કિં. ૦-૨-૦
લેખક : મહાશંકર ઇંદ્રજી દવે
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

બંગાળીનો અનુવાદ કરેલી આ મિથ્યા તત્ત્વવાળી વાર્તા છે. આવી જૂનવાણી, ધૃણાત્મક વાર્તાઓ બાળકોને ન આપવી જોઇએ.

સાત સાગરનાં મોતી

પૃષ્ઠ : ૭૦ કિં. ૦-૬-૦
લેખક : ચંદ્રશંકર ધી. પંડ્યા
પ્રકાશક : બાળક કાર્યાલય
—ગોધરા

આમાં છ વાતો આપી છે. તે નિર્દોષ અને વાચનરસ જાળવી રાખે તેવી છે. કેટલીક સ્વરચિત છે. તેમાં બોધક વસ્તુ ગુંથવા પ્રયત્ન કર્યો છે. પણ વાર્તારસ જામ્યો નથી. એકંદરે પુસ્તક ઠીક છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☘

સાધર્મિકનાં સ્નેહઝરણાં

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

આમાં ટેક પાળનારા જૈનધર્મી પુરુષોની ચાર વાતો છે. બાળકોને વાંચવી ગમે એવી શૈલીમાં લખી છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય નીતિનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

☘

સામાજિક હિતબોધ

પૃષ્ઠ : ૩૨ કિં.
લેખક : જગજીવન દયાળજી મોદી
પ્રકાશક :
—

કાવ્યમાં ઉપદેશ આપ્યો છે. બાળકોને તેમાં સમજણ કે રસ પડે એવું લાગતું નથી. ભાષા પણ તેમના બરની નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ. કિશોરો વાંચે.

☘

સામાન્ય જ્ઞાન દીપક

પૃષ્ઠ : ૧૬૫ કિં. ૦-૧૨-૦
લેખક : મોટાભાઈ શાપુરજી
પ્રકાશક : પોતે
—કરાંચી

વિદ્યાર્થીઓના ઉપયોગ માટે નીતિ, સદાચાર અને વર્તણુક વિષે ઉચિત ઉપદેશ અને કેટલીક માહિતી આપતાં લખાણોવાળું આ પુસ્તક ૪૫ વરસ પહેલાં છપાયું

હતું. વિષય તો હજી પણ ઉપયોગી અને પ્રચાર માટે જરૂરી છે. પણ આવું વાચન હવે વિદ્યાર્થીઓ વાંચતા નથી.

ભાષા સરળ છે. વિષય નીતિજ્ઞાનનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

❧

**સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા** પૃષ્ઠ : ૧૪૯ કિં. ૧-૦-૦
લેખક : છગનલાલ ઠાકોરદાસ મોદી
પ્રકાશક : વડોદરા રાજ્ય

વિદ્યાર્થીઓને અને બધાંને ઘણું જ ઉપયોગી એવું આ પુસ્તક દરેકને ત્યાં હોવું જોઇએ. સામાજિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક એવા વિવિધ વિષયોને લગતી માહિતી આમાં પ્રશ્ન રૂપે પૂછી છે. બાળસાહિત્યમાં લઇ શકાય તેવું નથી, છતાં બાળશાળાઓમાં હોય તો ઘણું જ ઉપયોગી થઇ પડશે.

❧

**સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળાના ખુલાસા** પૃષ્ઠ : ૧૫૯ કિં. ૩-૦-૦
લેખક : છગનલાલ ઠાકોરદાસ મોદી
પ્રકાશક : વડોદરા રાજ્ય

આમાં સામાન્યજ્ઞાન પ્રશ્નમાળાના પહેલા પુસ્તકમાં પૂછાયલા પ્રશ્નોના જવાબો છે. એટલે બંને પુસ્તકો સાથે જ ખરીદવાં જરૂરી છે. આવી મદદથી શિક્ષક કે માબાપ બાળકોના ઘણા પ્રશ્નોના જવાબ આપી શકશે. કિંમત જરા ભારે છે. બાળભોગ્ય ન ગણાય.

❧

**સારંગીવાળો** પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૨-૦
લેખક : ......
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

અંગ્રેજીમાં લખાયલી રશિયન વાર્તાનો આ અનુવાદ છે વાર્તા સામાન્ય કોટિની છે. એક સારંગીવાળો છે. તેને જળદેવ પ્રસન્ન થાય છે અને ધન મળે છે. પણ લોભે બધું ખુવે છે. આ વાર્તા બાળભોગ્ય-શૈલીમાં લખી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો સુખે વાંચે.

❧

**સારી રીતભાત** પૃષ્ઠ : ૫૪ કિં. ૦-૭-૦
લેખક : ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

વિદ્યાર્થીઓને આજની શાળાઓમાં કે ઘરમાં કેવી રીતે વર્તવું તેનું કશું જ્ઞાન મળતું નથી. બોલવામાં, ચાલવામાં, ઊઠવામાં, બેસવામાં, ખાવામાં, પીવામાં, સૂવામાં કે કામ કરવામાં ક્યાંય સારી રીતભાત કે સભ્યતા જોવામાં આવતી નથી. આ ચોપડી વિદ્યાર્થીઓ માટે ઉત્તમ ગુરૂ છે.

ભાષા અને પદ્ધતિ બાળકોને યોગ્ય નથી, તેથી ખરેખર બાળસાહિત્યમાં ન ગણતાં કિશોરસાહિત્યમાં લઇ શકાય. કિંમત વધારે છે.*



**સારી સારી વાતો ભાગ પહેલો** પૃષ્ઠ : ૮૦ કિં. ૦-૮-૦
લેખક : ......
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

જુદા જુદા લેખકોની ૧૫ વાતો આમાં આપી છે. ઘૂંટેલા કાગળ પર ચિત્રો પણ આપ્યાં છે. તેમાં (૨) **ડાકણ અને જાદુગર (૧૧) વાદળપરી (૧૨) એક પૈસામાં આખી દુનિયા** આ ત્રણ વાર્તાઓ જાદુ, ચમત્કાર અને મિથ્યા પ્રસંગોની છે. તે સિવાયની વાતો ઠીક છે.

ભાષા ઠીક છે. વિષય વાર્તાનો છે. ચોથા અને ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. ઉપરોક્ત ત્રણ વાતો કાઢી લઇને બાળકોને વાંચવા આપી શકાય.



**સારી સારી વાતો ભાગ બીજો** પૃષ્ઠ : ૬૩ કિં. ૦-૪-૬
લેખક : ......
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

જુદા જુદા લેખકોની આઠ વાર્તાઓનો આ સંગ્રહ છે. વાતો રસિક છે. ચિત્રો પણ સારાં છે. કલ્પિત અનાચિત્યવાળી પરીકથાઓ છે. બાળકોને આવી કથાઓથી હવે દૂર રાખવાનો વખત આવી ગયો છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે.



* ૧૯૪૦ માં પ્રકટ થયેલી પાંચમી આવૃત્તિની કિંમત ૦-૪-૦ છે ને પૃષ્ઠસંખ્યા ૬૪ છે.

સારી સારી વાતો ભાગ ત્રીજો — પૃષ્ઠ : ૬૩ — કિં. ૦-૪-૦
લેખક : ......
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

આ ચોપડીમાં ૭ વાર્તાઓ આપી છે. ચિત્રો પણ છે. પહેલી અને ચોથી વાર્તા જૂની ઢબની ચમત્કાર અને જાદુની છે. તે બાલવાચન માટે અનિષ્ટ ગણાય.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય છે. બે વાતો કમી કરીને બાળકો વાંચે.



સિકંદરનામું — પૃષ્ઠ : ૨૩૦ — કિં. ૨-૮-૦
લેખક : ચુનીલાલ બાપુજી મોદી
પ્રકાશક : એમ. એમ શાહ
—અમદાવાદ

આજથી ૫૦ વરસ ઉપર ( ૧૮૯૦ ) માં આ પુસ્તક છપાયું હતું. તે વખતનું છતાં સરળ ગુજરાતીમાં બાદશાહ સિકંદરનું જીવનચરિત્ર પ્રેરણા આપે તેવી નેમથી લખાયું છે. આ ચરિત્ર ફરીને લખાય તો ઉપયોગી બને. કિશોર વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકે. બાળસાહિત્યમાં લઇ શકાય નહિ.



સિદ્ધરાજ જયસિંહ — પૃષ્ઠ : ૨૭૦ — કિં. ૧-૪-૦
લેખક : મહીપતરામ રૂપરામ નીલકંઠ
પ્રકાશક : રમણભાઇ મ. નીલકંઠ
—અમદાવાદ

આ પુસ્તકને જોઇને કોઈ કહી દે કે તે બાળકો માટે નથી. છતાં બાળસાહિત્ય સર્વ સંગ્રહમાં સ્થાન પામ્યું છે એ નવાઇની વાત છે. આ એક નવલકથા છે. બાળકો વાંચી ન શકે.



સિદ્ધસેન દિવાકર — પૃષ્ઠ : ૨૪ — કિં. ૦-૨-૬
લેખક : નાગકુમાર મકાતી
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

સિદ્ધસેન એક પ્રચંડ પંડિત હતા. તેમને એક જૈન સાધુએ ઉપદેશમાં હરાવ્યા.

તેઓએ જૈનધર્મ સ્વીકાર્યો. પોતાના પ્રકાંડ જ્ઞાનથી લોકોને ધર્મોપદેશ આપી દંગ કર્યા. આ ચોપડીમાં તેમનું ટુંકું જીવનચરિત્ર આપ્યું છે.

ભાષા અને શૈલી જરા ભારે. વિષય જીવનચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે.

❧

**સિપાઇ દાદા** પૃષ્ઠ : ૨૩ કિં. ૦-૨-૬

લેખક :

પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત

બંગાળી વાર્તાનું ગુજરાતી સ્વરૂપ છે. એક સિપાઇ છે. નોકરી છૂટતાં ભટકવા નીકળે છે. કોઇ શિકારી, કોઇ દોડનાર, એવા સાથી મળે છે. પછી રાજાની કુંવરીને હરાવે છે. આ રીતે બાળકોને રસ પડે તેવી ઢબે વાર્તા લખી છે.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો સુખે વાંચે.

❧

**સિંદબાદ શેઠ** પૃષ્ઠ : ૯૦ કિં. ૦-૭-૦

લેખક : ચંદ્રશંકર ભટ્ટ

પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ —વડોદરા

" હજાર દાસ્તાં " અથવા " અરેબિયન નાઇટ્સ " નામના વાર્તા સંગ્રહમાંની આ વાર્તા છે. સિંદબાદ નામનો માણસ સાહસભરી સાત સફર ખેડે છે. તેની રસિક વાતો આપી છે. સાતે વાતો સાહસભરી અને બાળકોને રસબોળ કરે તેવી છે. આવી વાતો બાળકોને ખૂબ ગમે. તેમની સાહસિક વૃત્તિ પણ આવા વાચનથી કેળવાય.

ભાષા સરળ છે. વિષય સાહસનો છે. ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

❧

**સિંહ** પૃષ્ઠ : ૮૪ કિં. ૦-૬-૦

લેખક : માર્તંડ શિવભદ્ર પંડ્યા

પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ —વડોદરા

બાલસાહિત્યનું આ પુસ્તક નથી. સિંહ વિષે મળી તેટલી માહિતી આ પુસ્તકમાં આપી છે. આને કિશોર સાહિત્યમાં ગણવું જોઇએ.

❧

**સિંહાસન બત્રીશી ભા ૧ અને ૨** પૃષ્ઠ : ૨૨૪ કિં. ૦-૧૦-૦
લેખક : શામળ કવિ
પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
—અમદાવાદ

શામળ કવિરચિત કાવ્યવાર્તાઓનું આ ગુજરાતી ગદ્ય છે. બાળકોને વાંચવા જેવું આ પુસ્તક નથી. સાચું તો સામાન્ય માણસો પણ આ પુસ્તક ન વાંચે એ ઇચ્છવા યોગ્ય છે.



**સીતા ( પૂર્વાર્ધ )** પૃષ્ઠ : ૧૧૦ કિં. ૧-૦-૦
લેખક : ભીખાભાઈ પુ. વ્યાસ
પ્રકાશક : બાળક કાર્યાલય
—ગોધરા

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના પુસ્તકનો આ અનુવાદ છે. સરળ રીતે સીતાજીના જન્મથી વનવાસ પછી અયોધ્યા આવતાં સુધીનું ચરિત્ર લખ્યું છે. ભાષા અને શૈલી બાળભોગ્ય છે. વાચન રસપ્રદ પણ છે. છતાં રચના બાળભોગ્ય નથી. એટલે કિશોરસાહિત્યમાં લઇ શકાય.



**સીતા (ઉત્તરાર્ધ)** પૃષ્ઠ : ૯૬ કિં. ૦-૧૨-૦
લેખક : ભીખાભાઈ પુ. વ્યાસ
પ્રકાશક : બાળક કાર્યાલય
—ગોધરા

*બંગાળીમાં આ સીતાવનવાસ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે લખેલું. તેનું હિંદી* થયું. હિંદી પરથી આ ગુજરાતી થયું. મૂળમાં આ પુસ્તક સારૂં હોય કે ન હોય પણ આ ગુજરાતીમાં તો રસિક નથી જ લાગતું. ભાષા રચના બાળભોગ્ય નથી. બાળ-સાહિત્યમાં લઈ શકાય નહિ.



**સીતાની કથા** પૃષ્ઠ : ૨૮ (મોટાં) કિં. ૦-૪-૦
લેખક : શંકર નરહર જોષી
પ્રકાશક : ચિત્રશાળા પ્રેસ
—પુના

મોટા અક્ષરોમાં, સાદી અને સરળ ભાષામાં, સુગમ રીતે બાળભોગ્ય વાર્તા-

શૈલીમાં સીતાજીનું ચરિત્ર આ પુસ્તકમાં લખ્યું છે. બાળકોને રૂચે એ રીતે સરસ લખાયું છે. ભાષા જરા કાચી ગણાય છતાં બાળકો રસથી વાંચશે. ચિત્રો પણ સારાં છે.

ભાષા સરળ છે. વિષય ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**સીતા વનવાસ**

પૃષ્ઠ : ૧૦૮ (નાનાં) કિં. ૦-૬-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે — મુંબઈ

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે લખેલા બંગાળી પુસ્તકનો આ અનુવાદ ઈ. ૧૮૮૮ માં પ્રગટ થયો છે. વનમાંથી પાછા ફર્યા પછી સીતાને ચિત્રો બતાવે છે. ત્યાંથી કથા શરૂ થાય છે. સામાન્ય વર્ગને રસ પડે તેવું પુસ્તક છે. બાળસાહિત્યમાં ન ચાલે.



**સીતાહરણ**

પૃષ્ઠ : ૮૭ કિં. ૦-૫-૦
લેખક : જે. છ. ચોધરી
હિ. જ. પંચોળી
પ્રકાશક : પોતે —સુરત

પંચવટીમાં રામ, સીતા અને લક્ષ્મણના વનવાસ જીવનથી શરૂ કરીને રાવણ સીતાજીને લઇ જાય છે, ત્યાં સુધીના પ્રસંગોને બાળનાટકનાં રૂપમાં વણ્યા છે. લખાવટ સારી છે પણ રચના ભજવવા માટે લખાયું હોય તેવી હોવાથી વાચનમાં જરા ખરબચડું લાગે. વાંચવાના સંવાદો કોઇપણ જાતની સૂચના કર્યા વિના સરળતાથી ક્રમબદ્ધ લખાવા જોઇએ. એકંદરે ત્રણ અંકનું આ બાળનાટક ઠીક લખાયું છે. ભજવવા જેટલી તંદુરસ્તી આમાં નથી.

ભાષા સરળ છે. વિષય નાટક સંવાદનો છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી ઉપયોગ કરે.



**સુખની ચાવી યાને સંતોષ**

પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ધનની લાલચમાં એક શેઠ ઘણું ઘણું કરે છે, પણ ધાર્યા પ્રમાણે મળતું જ

નથી. એટલે અસંતોષી બની દુઃખી થાય છે. છેવટે સંતોષ રાખે છે અને પવિત્ર જીવન ગાળે છે. આ જાતની વાર્તા આપી છે. બાળકોને ગમે તેવી વાર્તા છે.

ભાષા સરળ છે. વિષય નીતિવાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☙

**સુદામો** પૃષ્ઠ : ૮૭ કિં. ૦-૬-૦
લેખક : જે. છ. ચોધરી
હિ. જ. પંચોળી
પ્રકાશક : પોતેજ
—સુરત

સુદામાની ગરીબીના દિવસોથી માંડી કૃષ્ણમિલન સુધીનો પ્રસંગ સંવાદ રૂપે અહીં રજૂ કર્યો છે. વાચન તરીકે રસ પડે એવી લખાવટ છે. બાળકોને જરૂર ગમશે. ભજવી શકાય તેવું સ્વરૂપ નથી.

ભાષા સરળ છે. વિષય સંવાદનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

☙

**સુધન્વા** પૃષ્ઠ : ૭૭ કિં. ૦-૬-૦
લેખક : મંજુલાલ રણછોડલાલ મજમુદાર
પ્રકાશક : આર્ય સુધારક પ્રેસ
—વડોદરા

સુધન્વાનું પૌરાણિક ચરિત્ર આ પુસ્તકમાં આપ્યું છે. ભાષા શૈલી જરા ભારે છે. એટલે કિશોરસાહિત્યમાં ચાલે.

☙

**સુરત** પૃષ્ઠ : ૭૯ કિં. ૦-૬-૦
લેખક : ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા
પ્રકાશક : એમ. સી. કોઠારી
—વડોદરા

સુરતનું વર્ણન વાર્તાશૈલીમાં સરસ લખાયું છે. પણ તે બાળકોના ઉપયોગનું નથી. કિશોરસાહિત્યમાં ચાલી શકે.

☙

સુબોધક નીતિકથા | પૃષ્ઠ : ૨૦૭ | કિં. ૦-૮-૦
લેખક : ખુરશેદ બમનજી ફ્રગમરોજ
પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
—અમદાવાદ

નૈતિક ઉપદેશ મળે એવી ૧૫૨ નાની વાતો આમાં લખાઈ છે. કેટલીક પ્રચલિત છે, અને કેટલીક નવીન છે. બાળકોને રસ પડે તેવી પણ છે. છપાઈ અને સુઘડતા જોઈએ તેવાં નથી. બાળકો ઉપયોગ કરે એ ઇચ્છનીય છે.

ભાષા સરળ છે. વિષય નીતિબોધક વાર્તાનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

❧

સુબોધ છત્રિસી | પૃષ્ઠ : ૪૮ | કિં. ૦-૨-૦
લેખક : ચુનીલાલ લક્ષ્મુભાઈ શાહ
પ્રકાશક : પોતે
—પેટલાદ

૪૦ વરસ ઉપર સાદી અને સરળ રીતે લખાયલી ઉપદેશક વાતોની આ ચોપડી છપાઇ હતી. શૈલી બાળકોને રસપ્રદ નીવડે તેવી નથી. લખાવટ પણ જૂનવાણી છે.

❧

સુશીલ કન્યા | પૃષ્ઠ : ૮૪ | કિં. ૦-૮-૦
લેખક : દુર્ગાનાથ ગૌરીશંકર દવે
પ્રકાશક : પોતે
—પેટલાદ

સુકન્યાએ રમતમાં ચ્યવન ઋષિની આંખો ફોડી અને પછી તેને જ પરણીને સેવા કીધી. આ ઉચ્ચ સ્ત્રી ચારિત્ર્ય રસપ્રદ વાર્તા શૈલીમાં લખાયું છે. બહેનોને ઘણું જ રૂચે તેવું છે. બાળસાહિત્યમાં લઇ શકાય તેવું નથી.

❧

સુંદર ભેટ | પૃષ્ઠ : ૧૪૪ | કિં. ૦-૧૦-૦
સંગ્રાહક : ગિજ્જાશંકર ભગવાનજી બધેકા
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

નાના મોટાં, કવિઓના અને લોકગીત મળીને પાંસઠ ગીતો આપ્યાં છે.

પહેલેથી માંડીને પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે તેવાં છે. શાળાઓમાં સમૂહગાન માટે પણ ઉત્તમ છે.

※

**સુંદર વાતો**

પૃષ્ઠ : ૭૦ કિં. ૦-૬-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર
—અમદાવાદ

વાચન તરીકે ઉપયોગી થઈ પડે તેવું આ વાચનપાઠો અને વાતોનું પુસ્તક છે. ભાષાની દૃષ્ટિએ વિવિધતા મળે તે ખાતર બાળકોને વાંચવા આપવું જોઇએ. ચિત્રો પણ સારાં છે. બાળકોને સારો રસ પડશે.

ત્રીજા અને બીજા ધોરણના વિદ્યાર્થીઓને જરૂર વાંચવા આપવું.

※

**સૂર્ય**

પૃષ્ઠ : ૩૬ કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે

સૂર્ય વિષે વૈજ્ઞાનિક માહિતી આમાં આપી છે. અત્યારે એ વિષે વધારે જાણવા જેવી શોધો થઇ હોવાથી આ પુસ્તક જૂનું ગણાય. તેમજ ભાષા અને વિષયની દૃષ્ટિથી બાળકોના ખપનું પણ નથી. એટલે બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

※

**સેવામૂર્તિ નંદીષેણ**

પૃષ્ઠ : ૯ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

નંદીષેણ ગરીબ છોકરો હતો. તેને ઘણું કષ્ટ સહન કરવું પડ્યું. છેવટે દીક્ષા લીધી અને જૈન ધર્મના શરણમાં રહી સેવા કરતાં જીવન વીતાવ્યું. બાળકોને રસ પડે તેવી પદ્ધતિથી લખાયલું આ ધાર્મિક ચરિત્ર છે.

ભાષા સરળ છે. વિષય ધાર્મિક ચરિત્રનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.

**સોનાકુમારી**

પૃષ્ઠ : ૪૮ કિં. ૦-૪-૦
લેખક : ઇશ્વરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

એક રાજા છે. તેની દાડમડીનું દાડમ રોજ ચોરાય છે. તે એક પંખી લઈ જાય છે. તેની ભાળ મેળવી એક છોકરો પંખી લેવા જાય છે. શિયાળ મળે છે. તે તેને ઉંચકીને લઇ જાય છે. એક ગુફામાં તે સોનાનાં પીંછાવાળું પંખી છે. તે પંખી એક રાજકન્યા હોય છે. શિયાળ રાજકુમાર હોય છે. છેવટે આમ ચમત્કારથી વાર્તા પૂરી થાય છે. મિથ્યા તત્ત્વવાળી આવી વાતો હવે બંધ થાય તો સારું.

ભાષા સરળ છે. વિષય વાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે.

❧

**સોનેરી પંખી**

પૃષ્ઠ : ૧૮ કિં. ૦-૨-૬
લેખક :
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

આ એક અંગ્રેજી વાર્તાનો અનુવાદ છે. અંગ્રેજી પદ્ધતિની વાર્તાઓમાં આવે છે તેમ ચમત્કારના પ્રસંગોવાળી આ વાત છે; પણ મર્યાદા બહાર નહિ જતી હોવાથી બાળકો વાંચી શકે. રસ તો આવી વાતોમાં પડે જ. એક રાજા છે. સોનેરી પંખી લેવા કુંવરીને મોકલે છે. બધા ભૂલે છે. નાનો કુંવર જાય છે. રાજકુંવરી પરણી લાવે છે. આવી વાત છે.

ભાષા સરળ છે. વિષય પરીવાર્તાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય છે. બાળકો વાંચી શકે

❧

**સ્ત્રીઓનાં સારાં કામ**

પૃષ્ઠ : ૮૭ કિં. ૦-૪-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે
—મુંબઇ

ઇ. ૧૮૯૪ માં આ ચોપડી છપાઈ છે. પરોપકારી, પતિવ્રતા, દેશપ્રેમી, ધાર્મિક એવી સદ્‌ગુણશાલી દેશ પરદેશની સ્ત્રીઓનાં ટુંકાં અને બોધક ચરિત્રો આપ્યાં છે. સ્ત્રીઓ અને બાળાઓ માટે આ વાચન ઘણું જ હિતકર છે. આ વાતો ફરીથી લખાય તો ઘણી ઉપયોગી બને. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

❧

**સ્ત્રી-સદ્‌ઉપદેશ**

પૃષ્ઠ : ૬૬ — કિં. ૦-૬-૦
લેખક : ચીમનલાલ છબાઇ પરીખ
પ્રકાશક : પોતે
—વડોદરા

સ્ત્રીઓને સદ્‌ગુણની શીખામણ આપતું આ પુસ્તક બાળકોના ખરતું નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ

✤

**સ્થૂલિભદ્ર**

પૃષ્ઠ : ૧૭ — કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

સ્થૂલિભદ્ર રંગરાગમાં ડૂબ્યો રહેતો. તેને પ્રધાનપદ મળતાં વૈરાગ્ય થયો અને સાધુ બન્યો. આ વાત બાળકોને રસ પડે તેવી રીતે લખાઇ છે. એક દોષ મોટો છે. વેશ્યા સંબંધનાં વર્ણનો ખૂબ શૃંગારિક છે. આવાં વર્ણનો બાળકોના વાચન માટે ન જ હોવાં જોઇએ. જૈનસાહિત્યની આ કથા છે.

ભાષા સરળ છે. વિષય ધર્મચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

✤

**સ્વદેશપ્રેમી પુરૂષો**

પૃષ્ઠ : ૩૬ — કિં. ૦-૬-૦
લેખક : નારાયણ હેમચંદ્ર
પ્રકાશક : પોતે

દેશપરદેશના ઐતિહાસિક પુરૂષોનાં ટુંકાં ચરિત્રો આમાં આપ્યાં છે. પુસ્તક બાળકોના ખરતું નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

✤

**સ્વદેશીની પ્રતિજ્ઞા**

પૃષ્ઠ : ૫૨ — કિં. વિનામૂલ્ય
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : રામજી હંસરાજ
—અમરેલી

સ્વદેશી વસ્તુઓનોજ ઉપયોગ કરવો જોઇએ એવી પ્રચારદષ્ટિથી લખાયલું આ વાચનપાઠનું નાનું પુસ્તક છે. બાળકો ઉપયોગ કરે એ ઇષ્ટ છે.

ભાષા સરળ છે. વિષય સ્વદેશી પ્રચારનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

❧

**સ્વાધ્યાય** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

જૈન બાળકો માટે નીતિ અને ધાર્મિક ઉપદેશવચનો આમાં આપ્યાં છે. બાળકો ધાર્મિક દષ્ટિથી ઉપયોગ કરી શકે. વાચન તરીકે બાળકો ઉપયોગ કરે તેવું ન ગણાય. છતાં બાળકો વાંચે એ હિતકર છે.

❧

**સ્વામીભક્ત સૂરપાળ** પૃષ્ઠ : ૩૧ કિં. ૦-૨-૦
લેખક : માધવરાવ ભા. કર્ણિક
પ્રકાશક : બાલજીવન કાર્યાલય
—વડોદરા

સૂરપાળ ગુજરાતનો ઐતિહાસિક વીર છે. તેની ટેક અને સ્વામીભક્તિની કથા સંવાદ રૂપે ભજવવાની દષ્ટિથી લખી છે. ભાષા અને રચના જોતાં આ ચોપડી કિશોરોને કામની છે.

❧

**સ્વાશ્રયી બનો** પૃષ્ઠ : ૩૬ કિં. ૦-૩-૦
લેખક : વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ
પ્રકાશક : જીવનલાલ અમરશી મહેતા
—અમદાવાદ

સ્વાશ્રય વિષે આ નિબંધ છે. ભાષા અને શૈલી બાળકોનાં ખરનાં નથી. બાળ-સાહિત્યમાં ગણી ન શકાય.

❧

**હજામડી** પૃષ્ઠ : ૩૨ કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

એક હજામને રાજા પડતર ખેતર આપે છે. તેમાં ધન હોવાનો શક રાખી

હજામ હજામડી તેને મેળવવા માટે તપાસ ચલાવે છે. દરમ્યાન કોઈને આવતાં દેખી બેસી જાય છે.ચોર લોકો તે જોઈને રાતે આવી ખેતર ઊંડું ઊંડું ખોદી જાય છે. તેમાં અનાજ વાવી હજામ પૈસાદાર થાય છે. પછી ચોરો ચીડાય છે. તેમને હજામડી ખૂબ છકાવે છે. આ વારતા સરસ રીતે લખાઇ છે. બાળકોને ઘણી ગમશે.

ભાષા સરળ છે. વિષય વિનોદનો છે. પહેલા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**હરિ ભદ્રસૂરિ** પૃષ્ઠ : ૧૬ કિં. ૦-૧-૩

લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

હરિભદ્ર બ્રાહ્મણ પંડિત હતા. જૈન વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ થતાં હારીને જૈન બન્યા. ઇતર ધર્મીઓ તરફથી થતા અત્યાચારો સામે તેઓએ લડીને જૈનધર્મને જાગ્રત રાખ્યો. તેમનું જીવનચરિત્ર આમાં લખ્યું છે. ભાષા જરા અઘરી ખરી. છતાં હોશિયાર બાળકો વાંચી લે.

વિષય જીવનચરિત્રનો છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચે.



**હીરવિજય સૂરિ** પૃષ્ઠ : ૨૪ કિં. ૦-૧-૩

લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

હીરવિજયસૂરિ પાલણપુરમાં જન્મ્યા હતા. તેમણે જૈન સમાજમાં ખૂબ પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. તેમનું આમાં ચરિત્ર આપ્યું છે. પણ બાળકો માટે વાચન ભાષા–શૈલીએ ભારે છે. કિશોરસાહિત્યમાં ગણી શકાય.



**હરિશ્ચંદ્ર** પૃષ્ઠ : ૪૨ કિં. ૦-૨-૬

લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

હરિશ્ચંદ્રનું પૌરાણિક જીવનચરિત્ર ઘણીજ રસિક ઢબે લખાયું છે. બાળકોને ખૂબ ગમશે. આવી રીતે લખાયલાં જીવનચરિત્રો બાળકોને વાંચવા ગમે જ.

ભાષા સરળ અને વહેતી છે. વિષય જીવનચરિત્રનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**હંસ અને હંસા** — પૃષ્ઠ : ૩૫ — કિં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

૭ વાર્તાઓ અને છેલ્લે એક વાચનપાઠ છે. વાર્તાઓ પંખીની છે. નાનાં બાળકોને ગમશે. ત્રીજી વાર્તા " લાવરી અને તેનાં બચ્ચાં " વધારે પડતી લાંબી છે. લાંબી વાતો બાળવર્ગનાં બાળકોને રૂચે નહિ. બાકી લખાવટ ઘણી સારી છે. વાર્તાઓ પણ રૂડી છે.

ભાષા સરળ અને વહેતી છે. વિષય વાર્તાનો છે. બાળવર્ગનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**હંસરાણી** — પૃષ્ઠ : ૬૦ — કિં. ૦-૮-૦
લેખક : રમણુલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બૂક ડીપો
—મુંબઇ નં. ૨

આ સળંગ પરીકથા છે. પરીકથાઓ જૂની અને અજ્ઞાનભરી જમાનામાં ઘડાયલી ગણાય. આ જમાનાને તે ન જોઇએ. છતાં આ પરીકથા મર્યાદામાં રહી શકી છે. કેવળ રસ ખાતર જ બાળક તે વાંચી શકે. બીજું ઉપયોગી તત્ત્વ નહિ મળે. લખાવટ સરળ છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય મિથ્યા પરીકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



**હાથી ધમ ધમ ચાલે** — પૃષ્ઠ : ૨૦ — કિં. ૦-૨-૦
લેખક :
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

હાથીની કેટલીક જાણવા જેવી હકીકત વાર્તારૂપે આ ચોપડીમાં આપી છે. રસિક અને સરળ છે. બાળકોને હાથી વિષે જાણવાનું મળશે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીકથાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.

☙

**હાલરડાં**

પૃષ્ઠ : ૫૬ ( નાનાં ) કિં. ૦-૪-૦
લેખક : ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
—રાણપુર

લોકસાહિત્યનો આ રસભર સંગ્રહ છે. પણ અફસોસ કે તે મોટાં માટેનો છે. બાળકો માટે પણ આવો જ સંગ્રહ શોધવો જોઇએ. પુરુષો અને બહેનોએ આ હાલરડાં ભૂલાઇ ગયાં હોય તો કંઠસ્થ કરી લેવાં જોઇએ. બાળસાહિત્યમાં લઇ શકાય તેમ નથી.

☙

**હિતવચનમાળા**

પૃષ્ઠ : ૩૦ કિં. ૦-૨-૦
લેખક : છગનલાલ ઠાકોરદાસ મોદી
પ્રકાશક : પોતે
—વડોદરા

૫૦ વરસ ઉપર આ ચોપડી છપાઇ છે. ઉપદેશવચનો આપ્યાં છે. બાળકોના ખરનું આ પુસ્તક નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

☙

**હિતોપદેશની વાર્તાઓ ભાગ પહેલો**

પૃષ્ઠ : ૭૬ કિં. ૦-૬-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : આર્યસુધારક પ્રેસ
—વડોદરા

હિતોપદેશમાંની ૧૬ નાની વાતો આ ચોપડીમાં આપી છે. વાતો રસિક અને ઉપદેશક છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય નીતિવાનોનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાંચે.

☙

ભાષા સરળ છે. વિષય પ્રાણીકથાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે

☘

**હાલરડાં** પૃષ્ઠ : ૫૬ ( નાનાં ) કિં. ૦-૪-૦
લેખક : ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
—રાણપુર

લોકસાહિત્યનો આ રસભર સંગ્રહ છે. પણ અફસોસ કે તે મોટાં માટેનો છે. બાળકો માટે પણ આવો જ સંગ્રહ શોધવો જોઇએ. પુરૂષો અને બહેનોએ આ હાલરડાં ભૂલાઇ ગયાં હોય તો કંઠસ્થ કરી લેવાં જોઇએ. બાળસાહિત્યમાં લઇ શકાય તેમ નથી.

☘

**હિતવચનમાળા** પૃષ્ઠ : ૩૦ કિં. ૦-૨-૦
લેખક : છગનલાલ ઠાકોરદાસ મોદી
પ્રકાશક : પોતે
—વડોદરા

૫૦ વરસ ઉપર આ ચોપડી છપાઇ છે. ઉપદેશવચનો આપ્યાં છે. બાળકોના ખરનું આ પુસ્તક નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.

☘

**હિતોપદેશની વાર્તાઓ ભાગ પહેલો** પૃષ્ઠ : ૭૬ કિં. ૦-૬-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : આર્યસુધારક પ્રેસ
—વડોદરા

હિતોપદેશમાંની ૧૬ નાની વાતો આ ચોપડીમાં આપી છે. વાતો રસિક અને ઉપદેશક છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય નીતિવાનોનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાંચે.

☘

ભાષા સરળ અને વહેતી છે. વિષય જીવનચરિત્રનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**હંસ અને હંસા** પૃષ્ઠ : ૩૫ કિં. ૦-૨-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

૭ વાર્તાઓ અને છેલ્લે એક વાચનપાઠ છે. વાર્તાઓ પંખીની છે. નાનાં બાળકોને ગમશે. ત્રીજી વાર્તા " લાવરી અને તેનાં બચ્ચાં " વધારે પડતી લાંબી છે. લાંબી વાતો બાળવર્ગનાં બાળકોને રૂચે નહિ. બાકી લખાવટ ઘણી સારી છે. વાર્તાઓ પણ રૂડી છે.

ભાષા સરળ અને વહેતી છે. વિષય વાર્તાનો છે. બાળવર્ગનાં બાળકો વાંચે વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે.



**હંસરાણી** પૃષ્ઠ : ૬૦ કિં. ૦-૮-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બુક ડીપો
—મુંબઇ નં. ૨

આ સળંગ પરીકથા છે. પરીકથાઓ જૂની અને અજ્ઞાનભર્યા જમાનામાં ઘડાયલી ગણાય. આ જમાનાને તે ન જોઇએ. છતાં આ પરીકથા મર્યાદામાં રહી શકી છે. કેવળ રસ ખાતર જ બાળક તે વાંચી શકે. બીજું ઉપયોગી તત્ત્વ નહિ મળે. લખાવટ સરળ છે. બાળકોને જરૂર ગમશે.

ભાષા સરળ છે. વિષય મિથ્યા પરીકથાનો છે. ચોથા ધોરણનાં બાળકો વાંચે. વિષય સામાન્ય. બાળકો વાંચી શકે.



**હાથી ધમ ધમ ચાલે** પૃષ્ઠ : ૨૦ કિં. ૦-૨-૦
લેખક :
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

હાથીની કેટલીક જાણવા જેવી હકીકત વાર્તારૂપે આ ચોપડીમાં આપી છે. રસિક અને સરળ છે. બાળકોને હાથી વિષે જાણવાનું મળશે.

ભાષા સરળ છે. વિષય પ્રાણીકથાનો છે. બીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાંચે



**હાલરડાં** પૃષ્ઠ : ૫૬ ( નાનાં ) કિં. ૦-૪-૦
લેખક : ઝવેરચંદ મેઘાણી
પ્રકાશક : સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
—રાણપુર

લોકસાહિત્યનો આ ઘસભર સંગ્રહ છે. પણ અફસોસ કે તે મોટા માટેનો છે. બાળકો માટે પણ આવો જ સંગ્રહ શોધવો જોઇએ. પુરૂષો અને બહેનોએ આ હાલરડાં ભૂલાઇ ગયાં હોય તો કંઠસ્થ કરી લેવાં જોઇએ. બાળસાહિત્યમાં લઇ શકાય તેમ નથી.



**હિતવચનમાળા** પૃષ્ઠ : ૩૦ કિં. ૦-૨-૦
લેખક : છગનલાલ ઠાકોરદાસ મોદી
પ્રકાશક : પોતે
—વડોદરા

૫૦ વરસ ઉપર આ ચોપડી છપાઇ છે. ઉપદેશવચનો આપ્યાં છે. બાળકોના ખરનું આ પુસ્તક નથી. બાળસાહિત્યમાં ગણી શકાય નહિ.



**હિતોપદેશની વાર્તાઓ ભાગ પહેલો** પૃષ્ઠ : ૭૬ કિં. ૦-૬-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : આર્યસુધારક પ્રેસ
—વડોદરા

હિતોપદેશમાંની ૧૬ નાની વાતો આ ચોપડીમાં આપી છે. વાતો રસિક અને ઉપદેશક છે. બાળકોને ખૂબ ગમશે.

ભાષા સરળ છે. વિષય નીતિવાનોનો છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચે. વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાંચે.

**હિતોપદેશની વાર્તાઓ ભાગ બીજો** પૃષ્ઠ . ૭૯ કિં ૦-૬-૦
લેખક ચંદ્રશંકર મ ભટ્ટ
પ્રકાશક . આર્યસુધારક પ્રેસ
—વડોદરા

આ બીજા ભાગમા ૨૧ વાતો હિતોપદેશમાથી લેવાઈ છે. વાતો રસિક અને ઉપદેશક છે. બાળકે તે ખૂબ ગમશે

ભાષા સરળ છે. વિષય નીતિવાતોનો છે ત્રીજા ધોરણના બાળકો વાચે. વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાચે

**હિંદની કાચી દોલત** પૃષ્ઠ ૨૯૬ કિં. ૧-૦-૦
લેખક : નીનકંઠરાય ડાહ્યાભાઈ
પ્રકાશક : ......

પદાર્થવિજ્ઞાનની સમજ આપતા પાઠો વાર્તાનાપ રૂપે આમા આપ્યા છે. તેથી સહેનાઇથી તે વિષે હકીકત જાણી શકાય છે બાળકો સમજી શકે તેવી ભાષા પણ છે વિજ્ઞાનમા રસ લેતા બાળકો ઠીક ઉપયોગ કરી શકે

ભાષા સરળ છે. વિષય વિજ્ઞાનનો છે. પાચમા ધોરણના બાળકો વાચે. વિષય નિર્દોષ છે બાળકો ખુશીથી વાચે.

**હેમચંદ્રાચાર્ય** પૃષ્ઠ . ૨૪ કિં. ૦-૧-૩
લેખક : નાગકુમાર મકાતી
પ્રકાશક જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

હેમચદ્રાચાર્ય બાળવયમા જ તેજસ્વી રત્ન સમા ચમકયા. એક જૈન સાધુએ તેમનુ જગત કલ્યાણકર ભવિષ્ય જોઇ તેમને દીક્ષા આપી એ મહાપુરૂષનુ કલ્યાણકારી જીવનચરિત્ર આમા આપ્યુ છે ભાષા જરા ભારે છે, છતા બાળકો વાચી લેશે.

વિષય જીવનચરિત્રનો છે. પાચમા ધોરણના બાળકો વાચે વિષય નિર્દોષ છે. બાળકો જરૂર વાચે



# કિશોર-સાહિત્ય

[ ચૌદ વર્ષ વટાવી ગયેલાં બાળકોને કિશોર ગણી શકાય. આ બાળકો સામાન્ય રીતે પાંચમા ધોરણનો અભ્યાસ પૂરો કરી ચૂકયાં હોય છે. એવાં વાચકોને કામનું જે સાહિત્ય બાલસાહિત્ય સંગ્રહના ૧ લા ભાગની યાદીઓમાં લેવામાં આવ્યું છે તેની સળંગ યાદી અત્રે તારવી કાઢી છે. એમના લેખક, પ્રકાશક તથા કિંમતની માહિતી સંગ્રહના પહેલા ભાગમાં મળી શકશે. ]

૧ અઢાર પુરાણ
૨ અંધેરી નગરીનો ગર્ધવસેન
૩ આદર્શ ચરિત્રાવલિ ભા. ૧
૪ આપણા દેશનો ઇતિહાસ ભા. ૨
૫ ઇસુ ખ્રિસ્ત
૬ ઉદ્યોગી પુરુષો
૭ ઐતિહાસિક ચરિત્રમાળા ભા. ૧-૨
૮ કચ્છ ગરબાવળી
૯ કસરત અને ડ્રીલ
૧૦ કંકાવટી
૧૧ કાઉન્ટ ટોલ્સ્ટોયની ટુંકી વાર્તાઓ ભા. ૧
૧૨ કાવ્યસંગ્રહ ( ચ. એ. સો. )
૧૩ કાલિકાચાર્ય
૧૪ કુમારધર્મ
૧૫ કૈલાસ માનસરોવર દર્શન
૧૬ કોલંબસનો વૃત્તાંત
૧૭ કૌશિકાખ્યાન
૧૮ ગદ્યસંગ્રહ ભા. ૧
૧૯ ગિરનારનું ગારવ
૨૦ ગુજરાતી સાહિત્ય પરિચય
૨૧ ગુલીવરની મુસાફરી
૨૨ ગોવિંદનું ખેતર
૨૩ ઘરમાં રમવાની રમતો
૨૪ ચતુરસિંગ
૨૫ જાતક કથાઓ
૨૬ તાર્કિક બોધ
૨૭ દમયંતી ( ભટ્ટ, મ લ. )
૨૮ દલપત શતશતી
૨૯ દાદાજીની વાતો
૩૦ દેવી દુર્ગાવતી
૩૧ દેશ દેશની માર્મિક વાતો
૩૨ દેશ દેશની રસમય વાતો
૩૩ દેશને ખાતર
૩૪ દેશી રમતો
૩૫ દેવકથાઓ
૩૬ દેવચંદ્રજી ( શ્રીમદ્ )
૩૭ દ્રૌપદી
૩૮ નળ દમયંતી
૩૯ નાના ફડણવીસ
૪૦ નીતિ દર્પણ
૪૧ નીતિની શિખામણો
૪૨ નીતિવચન
૪૩ નીતિસાર
૪૪ પડઘા
૪૫ પદ્મિની
૪૬ પાટણ સિદ્ધપુરનો પ્રવાસ
૪૭ પાવાગઢ
૪૮ પુત્રધર્મ
૪૯ પુત્રપ્રતિ ઉપદેશ (લૉર્ડ ચેસ્ટર ફિ ...ના)
૫૦ પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણકી...
૫૧ ફેફસાંની કથા
૫૨ બપ્પભટ્ટીસૂરિ
૫૩ બાહુબલ ક...
૫૪ બાલ ...સંગ્રહ ભા. ૨ જો
૫૫ બાળરામાયણ ( પાઠક, પ્ર. જ. )
૫૬